# નમસ્કાર રસગંગા

લેખક
શ્રી પ્રિયદર્શન

શ્રીયુત ધીરજલાલ ટો. શાહ

પ્રકાશક
સોમચંદ ડી. શાહ
પાલીતાણા (સૌરાષ્ટ્ર)

વીર સં. ૨૪૮૫ પ્રત ૧૦૦૦
વિ. સં. ૨૦૧૫ ઈ. સ. ૧૯૫૮

મૂલ્ય
આઠ આના

જેમણે "શ્રી નમસ્કાર મહામંત્ર"ના ચિંતનનો
આ નૂતન-દૃષ્ટિકોણ આપી અનુપ્રેક્ષા-સ્વાધ્યાયની
લગની લગાડી તે પૂજનીય પંન્યાસ
**શ્રી ભદ્રંકરવિજયજી ગણિવર**
જેઓશ્રીએ આ 'રસગંગા' ના શબ્દ દેહ-સર્જનને
શણગાર્યું અને ક્ષતિવિકલ બનાવ્યું તે
પરમારાધ્ય ગુરુદેવ પંન્યાસ
**શ્રી ભાનુવિજયજી ગણિવરની**
આ તકે પુણ્યસ્મૃતિ કરી કૃતાર્થતા અનુભવું છું
**મુનિ ભદ્રગુપ્તવિજય**
( પ્રિયદર્શન )

# — પ્રકાશકીય નિવેદન —

સાધના માટે સાહિત્ય જોઇએ, તેમા કોઇને શકા છે? વિશ્વમા અવલોકતા સમજાશે કે સસારની પ્રત્યેક સાધના પાછળ સાહિત્યનુ સર્જન થયુ છે, થઇ રહ્યુ છે! પછી ભલે પ્રમાણુ અને સારા-નરસામા તરતમતા હોય

મનને વશ કરવાની સાધના માટે મત્ર-સાહિત્ય સર્જાયેલુ છે, જ્યારે આ તો મહામનનુ સાહિત્ય વિશ્વસમક્ષ રજુ કરવામા આવે છે!

તેનાથી જનમજનમના દુ ખપિશાચો હટાવી શકાશે, તેનાથી સુખસાગરને આત્મભૂમિપર ખેચી શકાશે!

શ્રી દિવ્ય-દર્શન સાપ્તાહિકમા ગતવર્ષે "રસનો પ્રવાહ બદલો"-શિર્ષક નીચે છપાયેલી લેખમાળા, સળગ પુસ્તકાકારે વાચકોને મળે તો તે આજના યુગના વિચારક અને ચિતક વર્ગને ઘણી જ માર્ગદર્શક બને, એમ અમને લાગ્યુ,

ત્યારબાદ તે લેખમાળાના લેખક શ્રી પ્રિયદર્શન (પૂ મુનિરાજ શ્રી ભદ્રગુપ્તવિજયજી મહારાજ) પાલીતાણા પધારતા તેઓશ્રીની અનુજ્ઞા મળતા આજે અમે અમારી ભાવનાને સાકારરૂપ આપી શક્યા છીએ.

આ પુસ્તિકાની પ્રસ્તાવના લખી આપવા બદલ શ્રીયુત ધીરજલાલ ટો શાહ, કે જેઓ શતાવધાની અને ખ્યાતનામ સમર્થ વિદ્વાન લેખક છે, તેમનો આભાર માનીએ છીએ

પ્રાન્તે લેખક, તથા દિવ્યદર્શન પત્રના સ પાદકોનો પણ આભાર માનીએ છીએ

પાલીતાણા    લી. સોમચદ ડી શાહ

# પ્રસ્તાવના

શ્રી પ્રિયદર્શનની નાની મોટી અનેક કૃતિઓ મારા દૃષ્ટિપથમાં આવી છે અને તેમા મને કાવ્યકલાના દર્શન થયાં છે, એટલે જ હુ તેમને કવિ તરીકે ઓળખુ છુ, અહીં કાવ્ય શબ્દથી માત્ર પદ્યાત્મકકૃતિ કે કવિતાની રચના જ સમજવાની નથી કારણ કે સાહિત્યસ્વામીઓના અભિપ્રાયથી રમવાળુ વાક્ય, રમવાળી વાણી તે જ કાવ્ય છે અને તે જ અર્થ અહીં અભિપ્રેત છે વિશેષ આનંદની વાત તો એ છે કે સાધુ જીવનની કઠોર સાધનામા યે તેમની સાહિત્યોપાસના ચાલુ રહી છે અને તે શરદ ઋતુના કમળની જેમ વિકાસ પામી રહી છે

આજથી એક વર્ષ પૂર્વે 'દિવ્ય દર્શન' સાપ્તાહિકના અગ્રપૃષ્ઠો પર 'રસનો પ્રવાહ બદલો'ના નામથી એક લેખમાળા પ્રગટ થવા માડી હતી ત્યારે જ મારૂ મન તે તરફ આકર્ષિત થયુ હતુ અને આવા ગૂઢ વિષયમાં આટલી સફળતા પૂર્વક કોની કલમ ચાલી રહી છે? એ પ્રશ્ન મારા મનમાં ઉઠયો હતો દિવ્ય દર્શન સાથેના મારા નિકટ સબધથી કેટલાકે એવી કલ્પના પણ કરી હતી કે આ લેખમાળા ... લખી રહ્યો છુ, પણ એ કલ્પના કરનારાઓને મેં વિનમ્ર ભાવે ... વી દીધુ હતુ કે આ લેખમાળા લખવાનુ સૌભાગ્ય મને પ્રાપ્ત થયુ નથી, એ તો કોઈ વિરલ વિભૂતિનો અણુદીપો પ્રકાશ છે! કાલા તરે હુ જાણી શક્યો કે આ તો શ્રી પ્રિયદર્શનની કૃતિ છે ત્યારે મારા આનંદનો પાર રહ્યો નહિ મેં તેમને મનોગત અનેક ધન્યવાદ આપ્યા અને આજે જાહેરમા તેમને અનેક ધન્યવાદ આપવાની તક લઉ છુ.

આ લેખમાળા ટુંક સમયમા જ પુસ્તકાકારે પ્રગટ થશે અને તેમાં પ્રાસ્તાવિક લખવાનુ મારે ફાળે આવશે એવી કલ્પના તો એ વખતે હોય જ ક્યાંથી? પણ આ વસ્તુના એક અદના પ્રેમી તરીકે એ કાર્ય મારે ફાળે આવ્યુ એ હકિકત છે અને તેથી જ હુ આ પ્રાસ્તાવિક લખી રહ્યો છુ નથી જાણતો કે તેને હુ કેવો અને કેટલો ન્યાય આપી શકીશ!

જૈન શાસ્ત્રપ્રસિદ્ધ નમસ્કારનુ દર્શન અતિ વિરાટ છે પૂર્ણ પવિત્રતાને જીવનનુ ધ્યેય બનાવનાર સંત સમુદાયને તેણે સર્વપાપ-પ્રણાશક તરીકે દર્શન દીધા છે અને મુક્તિની ભાવનાવાળાઓને તેણે પોતાની મંગલમયતાનો પૂર્ણ પરિચય આપ્યો છે જેઓ યોગસાધના માટે અવિરત શ્રમ ઉઠાવી રહ્યા છે તેમને તે અષ્ટમહાસિદ્ધિના અધિષ્ઠાન રૂપ દેખાયો છે અને જેમણે મંત્રોપાસનામા જ માનવજીવનની સફળતા માની છે, તેમને માટે તે મંત્રાધિરાજ પુરવાર થયો છે જેઓ તંત્રવિધાનાં રહસ્યો શોધવા મથે છે અને તેના પ્રયોગો દ્વારા અનેક જાતની અજાયબીઓ ખડી કરે છે, તેમને તે તંત્રવિધાન તરીકે દૃષ્ટિગોચર થયો છે અને જેઓ જીવસૃષ્ટિ પર જ્યોતિષ-ચક્રનો અજબ પ્રભાવ માને છે, તેમને તે નવગ્રહોને અંકુશમા રાખનારી મહાશક્તિ-જગદંબા તરીકે પ્રતીત થયો છે જેઓ રોગનિવારણ દ્વારા મનુષ્ય-પશુ-પક્ષીઓને શાંતિ આપવા મથી રહ્યા છે તેમણે તેને અમૃતકુંભ રૂપે જોયો છે અને જેઓ ગણિત-વિદ્યાદ્વારા મનુષ્યની બુદ્ધિશક્તિનુ માપ કાઢી રહ્યા છે, તેમને તે અનંત સ્વરૂપે અધિગત થયો છે વળી જેઓ સુંદર સંવાદી શાસ્ત્ર રચના દ્વારા સ્વ-પર-કલ્યાણની સાધના કરી રહ્યા છે તેમણે તેને મહાશ્રુતસ્કંધ રૂપે નિહાળ્યો છે અને જેઓ તત્ત્વનો સંગ્રહ કરવામા જ પુરુષાર્થની પ્રતિષ્ઠા માની રહ્યા છે તેમને તે સર્વશ્રુતના સાર રૂપ જણાયો છે તો પછી એક કવિ હૃદયને તેની રસગંગા તરીકે અનુભૂતિ થાય તેમાં આશ્ચર્ય શુ ?

રસ શબ્દની પરિભાષા ઘણી વિશાળ છે, એટલે અહીં તે કયા અર્થને સ્પર્શે છે તે આપણે જાણી લેવુ જોઈએ

જીવનશાસ્ત્ર કહે છે કે દરેક પ્રાણીને જીવવામા રસ છે તેથી જ જીવન શક્ય બને છે જ્યારે એ રસ ઉડી જશે ત્યારે આ દુનિયા-આ વિશ્વ જીવન રહિત બની જશે, પણ જીવનો સ્વભાવ જોતા એમ બનવુ શક્ય નથી

શરીરશાસ્ત્ર કહે છે કે દેહનુ ધારણ-પોષણ રસ વડે જ થાય છે, મનુષ્ય જે આહાર કરે છે તેમાંથી રસ બને છે અને તેમાંથી જ અનુક્રમે રૂધિર, માંસ, મેદ અસ્થિ, મજ્જા અને શુક્ર (વીર્ય) બને છે કે જેના પર બળ બુદ્ધિ અને કાંતિનો આધાર છે

આહાર શાસ્ત્ર કહે છે કે આહારમા રસ (સ્વાદ) ની મહત્તા છે જો તેમાં રસ ન હોય તો તેને આરોગે કોણ ? આ રસ કટુ, તિક્ત કષાય અમ્લ, લવણ અને મધુર એમ છ પ્રકારનો છે અને તેની આરોગ્ય ઉપર જુદી જુદી અસર થાય છે

રસાયણ શાસ્ત્ર (ધાતુવાદ) કહે છે કે બધી ધાતુઓમા રસ એટલે પારદની બલિહારી છે કે જે સિદ્ધ થયે ગમે તેવા રોગનુ નિવારણ કરી શકાય છે મનુષ્યને દીર્ઘાયુષી બનાવી શકાય છે અને આકાશ ગમનાદિ જેવા દુષ્કર કાર્યોને પણ સુલભ કોટિમા લાવી શકાય છે રસસિદ્ધિ માટે તેણે સ્વેદન-મર્દનાદિ આઠ પ્રકારની ક્રિયાઓ બતાવી છે અને તેના અનુવાસન મુખોત્પત્તિ તથા જારણ વગેરેનો વિધિ પણ દર્શાવ્યો છે

શિક્ષણ શાસ્ત્ર કહે છે કે શિક્ષણની સફળતાનો આધાર રસ ઉપર રહેલો છે જો વિદ્યાર્થીને ભણવામા રસ નથી, નવુ નવુ જાણવાનો રસ નથી તેને ગમે તેવો સારો શિક્ષક પણ શુ શીખવી શકે ? સ્મૃતિ પણ રસને જ આધીન છે રસ વિના ગ્રહણ થયેલી વસ્તુ યાદ રહેતી નથી

સિદ્ધિ શાસ્ત્ર કહે છે કે કોઈ પણ કાર્ય પ્રવૃત્તિ કે વ્યવહારમા સિદ્ધિ મેળવવી હોય તો પ્રથમ પ્રણિધાન જોઈએ અર્થાત્ ધ્યેય પ્રત્યે રસની જમાવટ જોઈએ જો રસની આવી જમાવટ હોય તો જ પ્રગતિ સુંદર થાય છે અને માર્ગમા આવતા વિઘ્નોનો જય હસતા મુખડે કરી શકાય છે આ રીતે વિઘ્નોનો જય કરનારને સિદ્ધિ અવશ્ય વરે છે

સાહિત્યસ્વામીઓ કહે છે કે જે કાવ્ય કે લખાણ રસવાળુ હોય

તે જ સુંદર ગણાય છે અને તેની જ આ જગતમા પ્રતિષ્ઠા છે બાકી તો વાણીની વિટંબના માત્ર છે તેમણે રસના શૃંગાર હાસ્ય કરુણ, રૌદ્ર વીર ભયાનક બિભત્સ અદ્ભુત અને શાંત એ નવ પ્રકારો માન્યા છે અને તેનુ વિશદ વિવેચન કરેલુ છે આ નવ રસોની સાહિત્યના ક્ષેત્રમા તેમજ નાટ્યકલામા ભારે પ્રતિષ્ઠા છે અને તેથી લોકો કોઈ પણ સાહિત્ય કૃતિમાં તેની અપેક્ષા રાખે છે અહીં રસ શબ્દનો પ્રયોગ આ અર્થમા થયેલો છે

'રસના છાલણા હોય કુડા ન ભરાય' એ ઉક્તિ આપણામા પ્રસિદ્ધ છે એટલે રસ શબ્દની સાથે ગંગા શબ્દનુ જોડાણ કેટલાકને અત્યુક્તિ ભરેલુ લાગશે પણ વાસ્તવમા તેવુ નથી, જ્યારે કોઈ પણ વસ્તુમા રસનુ સાતત્ય અનુભવાય છે, ત્યારે તે બિંદુરૂપ નહિ પણ ધારા રૂપ બને છે અને એવી અસ્ખલિત મજબુત ધારાનુ સૂચન ગંગા એટલે મહાપ્રવાહ તરીકે થાય તો એમા અત્યુક્તિ શુ ?

આ રીતે નમસ્કાર-રસગંગા જૈન શાસ્ત્ર પ્રસિદ્ધ નમસ્કારનાં સ્મરણ-ચિંતનથી નવે રસનુ સાતત્ય અનુભવી શકાય એવુ આમ દર્શન આપનારી એક અવનવી કૃતિ છે અને તેથી રસપિપાસુઓ દ્વારા અત્યંત આદર પામશે એમ માનવુ વધારે પડતુ નથી

ધાર્મિક વર્ગમા એક માન્યતા એવી છે કે 'રસનુ તીવ્ર સંવેદન કર્મબંધને ગાઢ બનાવે છે, માટે તેની ઉત્કટ અનુભૂતિ શા કામની? તેમા યે શૃંગાર રસનુ તો નામ લેવુ યે ન ખપે' પરન્તુ આ માન્યતા વસ્તુસ્થિતિનુ પૂરુ સ્વરૂપ સમજ્યા વિનાની છે રસનુ તીવ્ર સંવેદન કર્મબંધને ગાઢ બનાવે છે પણ એ રસ અપ્રશસ્ત ભાવોમાંથી ઉત્પન્ન થયો હોય તો એ જ રસ જો પ્રશસ્ત ભાવમાથી ઉદ્ભવ્યો હોય-વૃદ્ધિ પામ્યો હોય તો ઉન્નતિનુ-કર્મનિર્જરાનુ કારણ બને છે એ ભૂલવાનુ નથી શ્રી પ્રિયદર્શને આપણને પોતાની સુંદર છટાદાર વાણીથી આ વાત બરાબર સમજાવી છે

અહીં પ્રસંગવશાત્ એટલું કહી દઉં કે ધાર્મિક દૃષ્ટિએ ભાવો ત્રણ પ્રકારના છે અપ્રશસ્ત પ્રશસ્ત અને વિશુદ્ધ તેમાં અપ્રશસ્તભાવ છોડવા યોગ્ય છે પ્રશસ્ત ભાવ અભ્યાસ કરવા યોગ્ય છે અને વિશુદ્ધ ભાવ સ્થિર કરવા યોગ્ય છે વિકાર અને કષાયથી ઉદ્ભવતા ભાવો અપ્રશસ્ત છે, કારણ કે તેનો વિપાક ઘણો દારૂણ છે અને પ્રાણીને તે જન્મ-જન્માંતરમાં ઘણું કષ્ટ આપે છે મૈત્રી, કારુણ્ય અને પ્રમોદ ભાવનામાંથી પ્રકટતા ભાવો પ્રશસ્ત છે કારણ કે તેનું ફળ અતિ મધુર છે અને તે પ્રાણીને ઉત્તરોત્તર આત્મ-શુદ્ધિ તરફ લઈ જાય છે પરમ માધ્યસ્થ્યથી ઉદ્ભવેલો પ્રશમ-ભાવ વિશુદ્ધ છે કારણ કે તેમાં આત્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય છે અને તેથી જન્મમરણના ફેરાનો અંત આવે છે

પ્રસ્તુતમાં અપ્રશસ્ત ભાવોથી ઉદ્ભવતા રસોને ત્યાજ્ય સમજવા અને પ્રશસ્ત ભાવોથી ઉદ્ભવતા-વૃદ્ધિ પામતા ભાવોને ઉપાદેય સમજવા એ સમગ્ર લેખનો પ્રધાન સૂર છે

રસદ્રષ્ટાઓ જ્યારે લતામંડપ પુષ્પસમૂહ, ફળો, પક્ષીઓ, વન પર્વત સરોવર, સાગર, ચાંદની પ્રભાત, સંધ્યા વગેરેમાં રસ દર્શન કરી શકે છે ત્યારે પંચપરમેષ્ઠી જેવી ભવ્ય સામગ્રીમાં રસદર્શન કેમ ન કરી શકે? હું તો માનું છું કે એનાં એક એક પદ પર માત્ર કાવ્ય નહિ પણ મહાકાવ્યો લખી શકાય કે જેમાં નવે રસની હાજરી હોય અને જે સાંભળવા માટે શ્રોતાગણ સદા આતુર રહે શું એવો સમય આવશે ખરો?

છેવટે શ્રી પ્રિયદર્શન પાસેથી આવી વિશેષ કૃતિઓની અપેક્ષા રાખી આ પ્રાસ્તાવિક પૂરું કરું છું અને રસપિપાસુઓને પ્રસ્તુત રસગંગામાં વારંવાર નિમજ્જન કરવાનો અનુરોધ કરું છું

મુંબઈ

તા ૨૫-૭-૫૮ ધીરજલાલ ટોકરશી શાહ

મન કે મન વગેરેનો વાક કાઢવો નકામો છે મન તો મનુષ્યને એવુ મળ્યુ છે કે માલિક જ્યા વાળવા માગે ત્યા વળી શકે છે મનુષ્યનુ મન સોનાની લગડી જેવુ છે જેવો ઘાટ આપનો હોય, જેવી કારીગિરી કરવી હોય તેવી કરી શકાય છે, માટે મનનો દોષ કાઢવો નકામો છે ગાન-વ્યાપિ શબ્દ-ધ્વનિ સાભળવા મળે કે મન થનગની ઉઠે, સારૂ રૂપ વગેરે જોવા મળે કે ત્યા આપણુ મન ચોટી જાય છે-એકાગ્ર બને છે બસ, એજ રીતે પચ પરમેષ્ઠિમા સુદરમા સુદર શબ્દો છે, તે સાભળતા જ આત્માર્થીનુ ચિત્ત એકાગ્ર બની જાય છે, પાપ ખપી જાય છે દુરિત દૂર ભાગે છે

# ભૂમિકા

નવા વિચારોનો પરિચય કરવો એ નવી જ કોઇ ધરતીમાં પ્રવેશ કરવા જેવું રોમાંચક અને આકર્ષક છે

સત્યસભર અને શુદ્ધ ધ્યેયને અનુસરનારા વિચારોની અજાણી સૃષ્ટિનો આપણો પ્રવેશ આપણી ચિંતન-સીમાઓને વિસ્તારે છે, વાસ્તવિકતાનો પરિચય કરાવે છે શુભ ભાવનાઓને ઓજસપૂર્ણ બનાવે છે

આ વિચાર-પ્રવાસ પણ એવો જ છે, શૃંગારાદિ રસોના નામથી કોઇ રખે ભડકે ! કેમકે જેમ બીજે તેમ અહીં રસના પ્રાંગણમાં પણ શુભ અને અશુભ પ્રશસ્ત અને અપ્રશસ્ત, એમ બે પ્રકાર પડે છે આપણે પ્રશસ્ત રસોનો ઉપયોગ કરી સાધનામાં નવું ચૈતન્ય પ્રગટાવવાનું છે

મનુષ્યની જ્યારે એક ફરિયાદ વ્યાપક બનતી જાય છે કે અમને નમસ્કાર મંત્રના જાપમાં રસ નથી આવતો" અને બીજી બાજુ જ્યારે સમગ્ર ચિત્તવૃત્તિઓ આત્મવિઘાતક પ્રવૃત્તિઓમાં ઓતપ્રોત બનતી જાય છે, ત્યારે મનુષ્યના આધ્યાત્મિક ઉત્થાન માટે મનુષ્યની નૈતિક ઉન્નતિ માટે આવા કોઈ રસમય વિવિધ પ્રયત્નો યોજાય કે જે પ્રશસ્ત હોય જે આત્માભિમુખતાના પ્રેરક હોય તે આદરણીય બને છે

એક નવકારવાળીમાં એકસો ને આઠ વાર મહામંત્રનો જાપ કરવાનો હોય છે એમાં ૧૨-૧૨ મહામંત્ર જાપને આ એક એક પ્રશસ્ત રસથી જો ગણાય, તો અપૂર્વ ભાવોલ્લાસ પ્રગટે ! નવ રસભર્યા ૧૦૮ જાપના અંતે આત્મા શાન્ત રસના સાગરમાં નિમગ્ન બની જશે !

માટે આપણે હવે એ જોવુ કે કે નવે રસોનુ દિવ્યતમ સવેદન નમસ્કાર મહામત્રના જાપમા કેવી રીતે કરી શકાય ! અર્થાત્ આપણી સમગ્ર લાગણીઓનુ સમસ્ત ચિત્તવૃત્તિઓનુ નમસ્કારમત્રમા કેવી રીતે વિલિનીકરણ કરી શકાય

અહીં અનભિજ્ઞને એક સ્વાભાવિક આશ્ચર્ય થાય છે કે શુ નમસ્કારમત્રમા શૃગારરસની રમઝટ જામી શકે ! શુ નમસ્કારમત્રમા હાસ્યનો હોજ ભરી શકે ! શુ નમસ્કારમત્રમા કરુણાનો સુમધુર સ્રોત વહી રહ્યો છે ! શુ રૌદ્રરસનુ ભયકર તાડવ નમસ્કારમત્રમા નિરખી શકાય ! શુ વીરરસની રગરગ વ્યાપી ઉત્સાહની વિદ્યુત્ એ મહામત્રમા વહી રહી છે ! શુ ભયાનક રસની હદયને ધ્રુજાવતી હકિકતો નમસ્કારમત્રમા ભરી પડી છે ! ત્યારે બિભત્સરસની જુગુપ્સાજનક એવી વાત-વસ્તુઓ મહામત્રમા અમને જોવા મળી શકે ! અદ્દ્ભુતરસની ચિત્તને ચમકાવનારી વિગતો મહામત્રમા શુ મળી શકે છે ! જ્યારે શાતરસનુ અતુલ ઉંડાણ અગોચર મસ્તી શુ મહામત્રમા અનુભવી શકાય છે !

હા ! નવે રસોના આતરરસથી સુમધુર અને આધ્યાત્મિક સવેદન નમસ્કારમહામત્રમા થઈ શકે છે ! હવાત્માની સમગ્ર સ્મૃતિઓ નમસ્કાર મહામત્ર સતોષી શકે છે !

પણ સબૂર ! એ માટે આપણે પરિમિત કાળ માટે આ પાર્થિવ જગતનો ત્યાગ કરવો પડશે !

અને આપણે નમસ્કારમહામત્રની એ વાસ્તવિક દુનિયામા પ્રવેશ કરવો પડશે ! ત્યા આપણે આપણી રસતૃષ્ણાને પેટ ભરીને છીપાવી શકશુ ! કે જે તૃપ્ત થયેલી તૃષ્ણા પછી કદી ય અતૃપ્ત નહિ બને ! ત્યા આપણે આપણા નિત્ય રસસાગરમા એવી ક્રિડા કરશુ કે પછી ક્યારે ય પાર્થિવ જગતની તુચ્છ ક્રિયાઓ આપણને નહિ આકર્ષે !

---

# [૧]

પ્રત્યેક મનુષ્યહૃ ય કોઈને કોઈ 'રસ' ઝખતુ હોય છે । અને તે રસ જે વિષયમાથી મળતો હોય છે તે વિષયની પ્રાપ્તિ કરવા પાછળ રાત-દિ' ત મચ્યો રહે છે।

અને એ રસક્ષેત્ર પર તેની સમગ્ર માનસિક, વાચિક અને કાયિક શક્તિઓનો પ્રવાહ સતત વહેતો રહે છે, પછી જેવુ એ રસક્ષેત્ર, તે મુજબ તેના જીવતની ઉ નતિ કે અવનતિ, આબાદી કે બરબાદી ઉત્થાન કે પતન સર્જાય છે।

અર્થાત્ સમગ્ર જીવસૃષ્ટિ પર 'રસ'નુ અમાધારણ આધિપત્ય જામેલુ છે।

અરે, તમે જે કોઇ પ્રવૃત્તિ કરો છો, અને જેવા તમે બ યા છો, તેમા 'રસ' જ ફૂલોપધાયક કારણ છે।

રસની આવી સમગ્ર ચેતનસૃષ્ટિ સાથેની એકમેકતા રસ પર જ નિર્ભર એવા ઉન્નતિ અને અધ પતન આ હકિકત આર્યદેશના ઉચ્ચ તત્ત્વવેત્તાઓએ પિછાની, અને 'રસ' વિષય પર શાસ્ત્રો વિરચાયા! રસ' પર પ્રતિભાપૂર્ણ ચિતન થયા ભિન્ન ભિન્ન જીવોમા એ તત્વદષ્ટા મહાપુરુષોએ રસની તરતમ તાને નિહાળી, અને એ તરતમતાને કેટલાક ચિતકોએ નવ વિભાગમા વિભાજિત કરી, કેટલાકોએ દશ વિભાગમા સ કલિત કરી

આપણા કલિકાલસર્વજ્ઞસૂરિદેવે શ ગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બિભત્સ અદ્ભુત, અને શાત-રસના આ નવ વિભાગો નિર્ધારિત કર્યા છે

માટે આપણે હવે એ જોવું છે કે નવે રસોનું ઉદ્ભવન મહિમન નમસ્કાર મહામંત્રના જાપમાં કેવી રીતે કરી શકાય! અર્થાત્ આપણી સમગ્ર લાગણીઓનું સમસ્ત ચિત્તવૃત્તિઓનું નમસ્કારમંત્રમાં કેવી રીતે વિનિયોગ કરી શકાય.

અહીં અનભિજ્ઞને એક સ્વાભાવિક આશ્ચર્ય થાય છે કે શું નમસ્કારમંત્રમાં શૃંગારરસની રમઝટ જામી શકે! શું નમસ્કારમંત્રમાં હાસ્યનો હોજ હિલોળે ચઢી શકે! શું નમસ્કારમંત્રમાં કરુણાનો સુમધુર સ્રોત વહી રહ્યો છે! શું રૌદ્રરસનું ભયંકર તાંડવ નમસ્કારમંત્રમાં નિરખી શકાય! શું વીરરસની રગરગ વ્યાપી ઉત્સાહની વિદ્યુત્ એ મહામંત્રમાં વહી રહી છે! શું ભયાનક રસની ભયંકર ધડકાવતી હકિકતો નમસ્કારમંત્રમાં ભરી પડી છે! ત્યારે બિભત્સરસની જનક એવી વાત-વસ્તુઓ મહામંત્રમાં અમને જોવા મળી શકે! અદ્ભુતરસથી ચિત્તને ચમકાવનારી વિગતો મહામંત્રમાં શું મળી શકે છે! જ્યારે શાંતરસનું અતુલ ઉંડાણ અગોચર મસ્તી શું મહામંત્રમાં અનુભવી શકાય છે!

હા! નવે રસોનું આંતરરસથી સુમધુર અને આધ્યાત્મિક સંવેદન નમસ્કારમહામંત્રમાં થઈ શકે છે! જીવાત્માની સમગ્ર સ્મૃત્તિઓ નમસ્કાર મહામંત્ર સંતોષી શકે છે!

પણ મજૂર! એ માટે આપણે પરિમિત કાળ માટે આ પાર્થિવ જગતનો ત્યાગ કરવો પડશે!

અને આપણે નમસ્કારમહામંત્રની એક વાસ્તવિક દુનિયામાં પ્રવેશ કરવો પડશે! ત્યાં આપણે આપણી રસતૃષાને પેટ ભરીને છીપાવી શકશું! કે જે તૃપ્ત મનની તૃષા પછી કદી ય અતૃપ્ત નહિ બને! ત્યાં આપણે આપણા નિજ રસસાગરમાં એવી ક્રિડા કરશું કે પછી ક્યારે ય પાર્થિવ જગતની તુચ્છ ક્રિડાઓ આપણને નહિ આકર્ષે!

# [૧]

પ્રત્યેક મનુષ્યહૃદય કોઈને કોઈ 'રસ' ઝંખતુ રહે છે. અને તે રસ જે વિષયમાંથી મળતો હોય છે તે વિષયની પ્રાપ્તિ કરવા પાછળ રાત-દિ' તે મચ્યો રહે છે।

અને એ રસક્ષેત્ર પર તેની સમગ્ર માનસિક, વાચિક અને કાયિક શક્તિઓનો પ્રવાહ સતત વહેતો રહે છે, પછી જેવુ એ રસક્ષેત્ર, તે મુજબ તેના જીવનની ઉન્નતિ કે અવનતિ, આગળ કે પાછળ ઉત્થાન કે પતન સર્જાય છે।

અર્થાત્ સમગ્ર જીવસૃષ્ટિ પર 'રસ'નુ અસાધારણ આધિપત્ય જામેલુ છે।

અરે, તમે જે કોઈ પ્રવૃત્તિ કરો છો, અને જેવા તમે બન્યા છો તેમા 'રસ' જ ફલોપધાયક કારણ છે।

રસની આવી સમગ્ર ચેતનસૃષ્ટિ સાથેની એકમેકતા ગ્સ પર જ નિર્ભર એવા ઉન્નતિ અને અધઃપતન આ હકિકત આર્યદેશના ઉચ્ચ તત્ત્વવેત્તાઓએ પિછાની, અને 'રસ' વિષય પર શાસ્ત્રો વિરચાયા! 'રસ' પર પ્રતિભાપૂર્ણ ચિંતન થયા ભિન્ન ભિન્ન જીવોમા એ તત્ત્વદૃષ્ટા મહાપુરુષોએ રસની તરતમ તાને નિહાળી, અને એ તરતમતાને કેટલાક ચિંતકોએ નવ વિભાગમા વિભાજિત કરી, કેટલાકોએ દશ વિભાગમા સંકલિત કરી

આપણા કલિકાલસર્વજ્ઞસૂરિદેવે શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બિભત્સ અદ્ભુત, અને શાંત-રસના આ નવ વિભાગો નિર્ધારિત કર્યા છે

કેટલાક આચાર્યો આ નવના ઉપરાત દસમો "વાત્સલ્ય" રસ પણ માને છે

જતુમાનમા કેટલીક સ્વાભાવિક લાગણીઓ આત્મસાત થયેલી છે, તે લાગણીઓ આજકાલની નથી પરન્તુ અનાદિકાલીન છે। તે લાગણીઓને રસ-વિજ્ઞાનના વિદ્વાનોએ રતિ, હાસ્ય, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા, વિસ્મય, અને શમ એ નવ વિભાગમા વહેચી નાખી છે

મનુષ્ય જન્મે છે તેનો દેહ વધે છે તેમ તેની લાગણીઓ પણ ભિન્નભિન્ન નિમિત્તો પામીને તીવ્ર બનતી જાય છે, જ્યારે લાગણી અતિ તીવ્ર બની જાય છે, લાગણી પર મનુષ્યનો કાબુ ન રહેતા, મનુષ્ય પર લાગણીનું વર્ચસ્વ જામી જાય છે ત્યારે તે લાગણી 'રસ'રૂપ બની જાય છે!

જૈનદર્શનના દૃષ્ટિબિંદુથી જીવ આત્માના અધ પતનનુ મૂળ આ 'રસ' છે। પરતુ જો તેને પ્રશસ્ત રૂપ આપવામા આવે તો તે જ ઉન્નતિ કરાવે છે અહીં આપણે એ વિચાર કરવો છે કે અપ્રશસ્ત રસોને કેવી રીતે પ્રશસ્ત રસમા વાળી આત્માનુ મહાન ઉત્થાન કરી શકીએ

સસારમા જીવ પરિભ્રમણ કરે છે તે સાસારિક કષાયકલુષિત અને વિષયવાસિત ભિન્ન ભિન્ન પ્રસગોમા આવે છે, કે જે પ્રસગો જીવાત્મામા સૂતલી લાગણીઓને ઉશ્કેરે છે, જીવાત્માના માનસિક પ્રવાહોને કષાયકલુષિત અને વિષયવાસિત બનાવે છે! અને તેનુ કેવુ કરુણ પરિણામ નિપજે છે। માનસિક વ્યાપારો પર મુખ્યતયા નિર્ભર એવા કર્મબધથી જીવાત્મા જકડાય છે

કેમકે મનોવર્ગણાથી અતિ નિકટવર્તી કાર્મણ વર્ગણા છે। અને કર્મબંધમાં જેની રસપ્રચુરતા તેની કર્મોની દીર્ઘાતિદીર્ઘ સ્થિતિ અને તીવ્ર ફળદાયકતા

કર્મબંધમાં 'રસ'ની આવી પ્રધાનતા છે, તે વાતને સ્વીકારનાર જીવાત્મા માટે 'રસ' અંગેની સર્વતોમુખી માહિતિ મેળવવી આવશ્યક બની જાય છે, કે જે માહિતી તેની દિવ્યદૃષ્ટિને જગાડનાર છે, જે માહિતી રસના પ્રવાહોને અધઃપતનની દિશામાંથી વાળી લઈ ઉન્નતિના ક્ષેત્ર પર વહાવનાર છે

આપણે અનાદિકાલીન લાગણીઓ, કે જે ભિન્ન ભિન્ન નિમિત્તોને પામી નિમિત્તને અનુરૂપ રસની કક્ષામાં આવીને ઉભી રહે છે, તે લાગણીઓ શ્રી નમસ્કાર મહામંત્રના વિશાળ ક્ષેત્ર પર કેવી રીતે વહાવી શકાય, તે લાગણીઓ નમસ્કાર મંત્રના નિમિત્તને પામી ઉચ્ચતમ રસની ભૂમિકામાં આવીને ઉભી રહે તેની માર્મિક વિચારણા અહીં કરશું।

પરંતુ એ વિચારણા કરવા પૂર્વે આપણે એ નક્કી જોઈએ કે નમસ્કાર મંત્રના અધિષ્ઠાતા પંચપરમેષ્ઠિઓએ કેવી લાગણીઓને ઉચ્ચતમ રસના સ્વરૂપે નમસ્કાર મહામંત્રમાં શોધી હતી।

આપણે નવ રસોના પૃથક્કરણ પર જઈશું, [illegible] ઉદ્ભવસ્થાન કયું છે? રસોના આવિર્ભાવની [illegible] પ્રક્રિયા છે? રસોનું સ્થૂલસ્વરૂપ કેવું છે? રસોની પરાકાષ્ઠા [illegible] અને અંતે નવે રસોનો અનુભવ શ્રી નમસ્કાર [illegible]

કરી શકાય? અને એવો મિષ્ટ અનુભવ આત્માની કેવી ભવ્ય ઉન્નતિનો સૂચક છે?

મનુષ્ય જન્મે છે એની સાથે જ નવ ભાવો રહેલા હોય છે, કે જેને 'જન્મજાત' ભાવો કહી શકાય, રસશાસ્ત્રમા તેને 'સ્થાયીભાવો' કહેવામા આવ્યા છે રતિ, હાસ્ય, શોક, ક્રોધ ઉત્સાહ, ભય, જુગુપ્સા, વિસ્મય અને શમ, એ સ્થાયીભાવોના નામ છે

એ સ્થાયીભાવો જે નિમિત્તોને પામીને અભિવ્યક્ત થાય છે, તે નિમિત્તોને 'આલંબન વિભાવ' કહેવામા આવે છે

એ સ્થાયીભાવો જે નિમિત્તોને પામીને પુષ્પિગત બને છે, તેને 'ઉદ્દીપનવિભાવ' કહેવામા આવે છે

રસની અભિવ્યક્તિ વખતે થતી શારીરિક ચેષ્ટાઓ વગેરેને અનુભાવ' કહેવામા આવે છે જ્યારે ભિન્ન ભિન્ન રસોના આવિર્ભાવો વખતે અનુભવ ગોચર થતી જુદી જુદી લાગણીઓને વ્યભિચારીભાવો' તરીકે સબોધવામા આવે છે, તે 'સચારીભાવો' પણ કહેવાય છે

આમ વિભાવ અનુભાવ અને વ્યભિચારીભાવો વડે વ્યક્ત થતા સ્થાયીભાવો એ જ રસ છે, કે જે માનસિક ભાવનાઓના આવેગરૂપ નથી, પરતુ ચોકક્સ નિમિત્તોને પામી જીવાત્મા જે આતર કે બાહ્ય ભાવોનું પુન પુન પરિશીલન–ચિતન કરે છે, તે પરિશીલન–ચિતન જ રસરૂપ બની જાય છે!

એ રસ એવા અકૃત્રિમ આનદનો જનક બને છે કે જે આનદનો આસ્વાદ બ્રહ્મના આસ્વાદની હરીફાઇ કરતો હોય છે!

રસ એટલે રએ માની લેતા કે માત્ર માનસિકભાવોનુ પરિશીલન કે ચિંતન, પરતુ રસની સીમામા પ્રત્યેક આંતરિક ભાવનાના સ્મરણ સાથે એ ભાવનાના કર્તાનુ (આત્મતત્વનુ) સ્મરણ પણ સમાય છે, 'भावस्मरण रस" નો ફલિતાર્થ આ છે, કે આવેગોનો અનુભવ એ રસ નહિ કિતુ આવેગોના અનુભવનુ જે સ્મરણ એ રસ

રસ અગેની આટલી પ્રાથમિક માહિતી આપ્યા પછી, પ્રત્યેક રસના વિભાવ, અનુભાવ અને વ્યભિચારીભાવો શ્રી નમસ્કાર મહામત્રમા કઈ રીતે છૂપાયેલા છે, તેનુ સશોધન આપણે કરશુ !



## ૧, મહામત્રમા ગૃગાર

શૃગારનુ ઉદ્ભવ સ્થાન છે રતિ-પ્રીતી રતિ મનુષ્યની અનેકવિધ લાગણીઓ ચિત્તવૃત્તિઓમાની એક પ્રધાન લાગણી છે, તે લાગણી આતર અને બાહ્ય ભિન્ન ભિન્ન નિમિત્તોને અનુરૂપ વૃદ્ધિ પામે છે

વસતાદિ ઋતુઓ પુષ્પ, સુગધી, અલકાર, ઉત્તમ સ્થાન શ્રવણ ક્રીડા વગેરે-નિમિત્તોને પામી રતિની લાગણી શૃગારમા પરિણમે છે, કે જે નાટયશાસ્ત્રોમા 'સભોગ-શૃગાર' કહેવાય છે, આ સભોગ-શૃગારનો બાહ્ય ઇન્દ્રિયો સાથે સબધ છે, એની અભિવ્યક્તિ કટાક્ષ, અગોના અભિનય મધુર વાકયો વગેરે દ્વારા થાય છે

રસતરંગિણીમાં યુવાન સ્ત્રી-પુરુષના પરિપૂર્ણ પ્રમોદને અથવા પરિપૂર્ણ રતિભાવને શૃંગાર નિર્દેશાયો છે

જ્યારે નમસ્કાર મહામંત્ર પ્રત્યેની આપણી પ્રીતિ (રતિ) કયા નિમિત્તોને પામી શૃંગારરસમાં પરિણમે ?

તે માટે મહામંત્રમાં પ્રથમતઃ નમસ્કરણીય અરિહંત પરમાત્માના સમવસરણમાં આપણે જઈએ પરમાત્માના પુણ્ય પ્રકર્ષથી દોડી આવેલા કોટિ કોટિ દેવોએ સર્જેલી વસંતથી ય અધિક આહ્લાદક ઋતુ! વરસાવેલા સુરભિસભર પુષ્પો! પૃથ્વીની પથારીએ પથરાયેલી ગન્ધોદકની સુવાસ! રત્ન સુવર્ણ અને રૂપાના કિલ્લાઓનું સમવસરણનું ઉત્તમોત્તમ સ્થાન! કિન્નરીના મીઠા ટહુકારને પણ ભૂલાવી દે તેવી અનુપમેય વાણીનું શ્રવણ! દેવ-દાનવો અને રાજરાજેશ્વરોની જિનભક્તિની લીલા!

એથી ય અધિક સારાય વિશ્વ પર ઉચ્ચતમ પ્રણયને ધારણ કરતા પ્રણયસ્વામી તીર્થંકરદેવ! આ વાસ્તવિક સૃષ્ટિના નિમિત્તથી આપણો રતિભાવ શૃંગારમાં પરિણમે છે! એ પરમાત્મસૃષ્ટિ નિરખતા નયનો ચમકી ઉઠે છે! ચિત્ત સ્તબ્ધ બની જાય છે! નસ નસના સૂરો વહે છે! અને એથી ય અધિક જ્યારે પરમાત્મ સ્વરૂપના સંયોગસુખની પરમાત્મ સ્વરૂપ સાથેની એકમેકતાનો આનંદ પ્રાપ્ત કરવાની આતુર અભિલાષા તીવ્રતર બની જાય છે ત્યારે 'સંભોગ-શૃંગાર'રસની પરાકાષ્ઠા આવી જાય છે!

વળી પરમાત્મા પ્રત્યે અંતરાત્માનો પરિપૂર્ણ પ્રમોદ પ્રગટી જાય છે ત્યાં રસતરંગિણીકારની શૃંગારની વ્યાખ્યા પણ સંપૂર્ણ સંગત બની જાય છે!

હાસ્યની લાગણીના ઉત્તેજકો ને તે લાગણીને ઉશ્કેરનારા તથા તે લાગણીને લાગણીમાંથી રસની કોટિમાં લઇ જનારા નિમિત્તો બેડોળ મુખાકૃતિ, કઢંગા વેષ-આભૂષણો, નિર્લજ્જતા, ચંચળતા, અંગની વિકૃત ચેષ્ટાઓ વગેરે છે

ને જ્યારે હસવાની લાગણી 'હાસ્યરસ' બની જાય છે ત્યારે તેની અભિવ્યક્તિ અંગોપાંગોની વિવિધ ચેષ્ટાઓથી થાય છે, હોઠ ફરકે છે, નાક ફુલે છે, ગાલ રતાશ પકડે છે, આંસુઓ ચકમક થાય છે

હાસ્યના બે પ્રકારો છે પોતે હસવું બીજાને હસાવવું

બન્ને પ્રકારો છ-છ કોટિમાં વિભાજિત કરાયા છે સ્મિત, હસિત, વિહસિત, ઉપહસિત અપહસિત અને અતિહસિત

ધ્યાનમાં રહે કે, ઉત્તમ કોટિના મનુષ્યનું હાસ્ય 'સ્મિત' તેમજ 'હસિત' તરીકે સંબોધાય છે, એમાં પામર જનની જેમ ખડખડાટ હાસ્ય કે નિષ્ઠુર મશ્કરીનો ભાવ નથી હોતો, એમાં તો વસ્તુતત્ત્વનું અંતરસ્પર્શી આછું સ્મિત હોય છે

આપણી જન્મજન્માતરની હાસ્યની સહજ લાગણી નમસ્કાર મહામંત્રના કયા આલંબનોથી આવી
'રસ'માં પરિણમે ? શું
સામર્થ્ય ન

હા, આપણી
પાંચે પરમેષ્ઠિઓના
ત્યાં પહોંચીશું ત્યારે
વિભાવો પ્રાપ્ત થશે

૧

હાસ્યની છ કોટિમા ઉત્તમ કોટિનુ હાસ્ય છે સ્મિત, તે પછીની હસિત યાવત્ અતિહસિત સુધીની પાચે કોટિના હાસ્ય અનુક્રમે ઉતરતી કોટિના છે, કે જેનો આવિર્ભાવ ક્રમિક મધ્યમ અને અધમ પુરૂષો કરે છે

મહામત્રમા તો ઉત્તમ કોટિના 'સ્મિત' હાસ્યરસથી પણ અત્યુત્તમ કોટિનો હાસ્યરસ સાધક અનુભવે, તેવા ઉત્તેજક નિમિત્તો સાપડે છે

તે માટે સાધકે એક ખુણામા ઉભા રહી એક બાજુ મહામત્રના અધિષ્ઠાતા પાચે પરમેષ્ઠિઓની મહાપવિત્ર અવસ્થા વિચારવી પડશે, બીજી બાજુ એવા શ્રેષ્ઠ આલબનો પામીને પણ જગત તેનાથી નિરપેક્ષ રહી પોતાના હાથે જ પોતાની દુર્દશા કેવી સર્જે છે, તેનુ ચિત્ર નિરખવુ પડશે, કે જે ચિત્ર આપણને હાસ્યરસની ઉચ્ચ આધ્યાત્મિક સપાટીએ લઇ જશે.

અરિહંત પરમાત્માની સર્વશ્રેષ્ઠ પુણ્યપ્રકર્ષ પર પણ કેવી વીતરાગ દશા! જ્યારે જીવાત્માની તુચ્છ અને મામુલી પુણ્યોદય પર પણ કેવી રાગાધ દશા!

અહો! સિદ્ધ પરમાત્માની કેવી કર્મરહિત પરમ નિર્મળ દશા! ત્યારે જગતના જીવોની કેવી કર્મમલીન ખરાબખસ્ત અવસ્થા!

આચાર્યની સારાય વિશ્વમા પવિત્ર પચાચારના પ્રચારની કેવી તમના! જ્યારે ભવમા ભમતા પ્રાણીની કેવી પાપ-પ્રચારની પામર પ્રવૃત્તિઓ!

ॐ

ઉપાધ્યાયની કેવી શ્રુતના અધ્યયન-અધ્યાપનમા લીનતા ! જ્યારે અજ્ઞાનમા અથડાતા જીવની કેવી જડવાદના ચીલે દોટ !

સાધુની કેવી ઉપસર્ગ-પરિષહ, તપ ત્યાગ અને ક્ષમાદિ ગુણોમા રમણતા ! જ્યારે જીવની મોહમયી જ જાળમા કેવી વિટબણા !

આ નિરીક્ષણના આલબનથી આપણે હાસ્યરસની આધ્યાત્મિક ભૂમિકા પર પહોચી શકીએ

સાવચેત રહેજો ! આપણે 'હાસ્ય'ની મોહજન્ય લાગણીને પોષવાનુ પ્રતિપાદન નથી કરવુ ! આપણે તો અનાદિકાળથી આત્માના મોહવિકાર-હાસ્યને નામશેષ કરવા પ્રયત્ન કરવો છે હાસ્યની મોહજન્ય લાગણીનો પ્રવાહ આપણે એવા એક મહારણમા વાળવો છે કે જે રણમા તે પ્રવાહ સૂર્યના પ્રચડ તાપથી શોષાઇ જાય ! જે પ્રવાહનો ચીલો શોધ્યો પણ ન જડે ! અને એ માટે જ આ એક સાહસભર્યો છતા ય પ્રશસ્ત પ્રયત્ન થઇ રહ્યો છે

નમસ્કારમહામત્રમા હાસ્યની લાગણીને પ્રશસ્ત માર્ગે ઉત્તેજનારા નિમિત્તો શોધવા આપણે આપણી દૃષ્ટિને સ્થુલને છોડીને સૂક્ષ્મમા, બાહ્યને ત્યજી આતરમા, કાલ્પનિકને છોડી વાસ્તવિકતાના ગર્ભ સુધી વિસ્તારવી પડશે

એ વિસ્તારમા સારા ય જગતની કર્મો દ્વારા થતી વિચિત્ર પરિસ્થિતિ હાસ્યરસના ઉત્તેજક નિમિત્તો તરીકે દૃષ્ટિગોચર થશે.

ચારે ગતિમા એક એક જીવાત્માનુ પરિભ્રમણ એ જ

જીવાત્માઓની દેવત્વના વૈભવ-વિલાસોમા મસ્તી એ જ આત્માઓની પશુત્વમા પધરામણી એમની જ નરકાગારમા થતી સહારક સ્થિતિ ને તેમનો જ મનુષ્ય તરીકે થતો અભિવાદ

એક એક ભવમા પણ જીવાત્માની કર્મપરવશતાથી સર્જાતી શરીરની સુડોળતા-બેડોળતા ગરીબાઇ અને શ્રીમતાઈ, સજ્ઞાનતા ને અજ્ઞાનતા, સબળતા ને નિર્બળતા, યશકીર્તિ ને અપયશ, નીચત્વ ને ઉચ્ચત્વ, ભાવનાઓની નિર્મળતા ને મલિનતા વગેરે કોડ કોડ વિચિત્રતાઓ સાધકનું દૃષ્ટિબિંદુ બને છે, ત્યારે સાધક ઉચ્ચતમ હાસ્યરસ અનુભવે છે, કે જેનો આવિર્ભાવ તેના અગોપાગો કે વાણી દ્વારા નથી થતો, એ આવિર્ભાવ તો એક આત્મસ્પર્શી મધુર સવેદનરૂપ જ થાય છે એમા ખડખડાટ હાસ્ય નથી હોતું એમા નાક ને ગાલ ઉપસી નથી આવતા, એમા મો લાલ નથી બનતું!

જગત વિચિત્રતાઓ જોઇને હસે છે, જગતના તે હાસ્ય પર નમસ્કાર મહામત્રનો સાધક હસે છે? કેમકે જગત સ્થુલને જોઇને હસે છે, બાહ્યને જોઇ હસે છે, ક્ષણિકને જોઇને હસે છે, તેમનું એ હાસ્ય સૂક્ષ્મના દર્શને, આતરના દર્શને વાસ્તવિકતાના દર્શને હાસ્યપ્રદ બની જાય છે! અને તે પ્રશસ્ત, પવિત્ર અને નિષ્પાપ હાસ્યરસના મહોદધિમા જ્યારે મહાલે છે જ્યારે આમ મહામત્રમા હાસ્યરસ આધ્યાત્મિકતાની સપાટી પર અનુભવાય છે ત્યારે મહામત્રનો એ ઉપાસક આ, જાગૃત બની , બધેથી અનુપમ મુ

### ૩, મહામંત્રમાં કરૂણરસ

'શોક'ના જન્મજાત ભાવમાંથી કરુણરસ ઉત્પન્ન થાય છે

ક્લેશ, પતન, સ્નેહીનો વિયોગ, વૈભવનો નાશ, સ્નેહીનાં મૃત્યુ, અપ્રિય શબ્દ-શ્રવણ ટુંકમાં ઇષ્ટ વિયોગ અને અનિષ્ટ સંયોગરૂપ વિભાવોથી (નિમિત્તોથી) શોક ઉત્તેજિત બને છે, ત્યારે કરુણરસનું ઝરણું પ્રવાહિત થાય છે

*એ કરુણરસ, આંસુ, વિલાપ, ગાત્રોની શિથીલતા, સ્મતિભ્રંશ* વગેરે અનુભવોથી અનુભવાય છે

જગતમાં જીવો અપ્રિયના સંયોગથી અને ઇષ્ટના વિયોગથી વ્યાકુળ બને છે, શોકગ્રસ્ત બને છે, આંસું પાડે છે ને કરૂણ-વિલાપ કરે છે! પરિણામે તીવ્ર પાપબંધ કરી આત્માને દુર્ગતિની દિશામાં લઇ જાય છે

'શોક' એ મોહનીય-કર્મની એક અવાતર પ્રકૃતિ છે, તેનો હાસ્યાદિ નવ નોકષાયમાં સમાવેશ કરવામાં આવ્યો છે, તે 'શોક'નો ઉદય આત્માને પાપકર્મથી લેપે છે, તેથી પારલૌકિક અહિત ઉપજાય છે

તેમજ અહીં પણ શોકની છાયામાં જીવ સુખને અનુભવી શકતો નથી, શાંતિમય જીવન જીવી શકતો નથી, ને શોક તીવ્રતર બની જતાં તેના શરીર પર અને મન પર પણ બુરી અસરો પડે છે, શરીર શિથીલ અને રોગગ્રસ્ત બને છે, મન વિહ્વળ અને સ્મૃતિભ્રષ્ટ બને છે

આ વિકટ પરિસ્થિતિને નાબૂદ કરવા 'શોક'ની સહેજ લાગ-ણીને આપણે પંચપરમેષ્ઠિના પ્રભાવક વિભાવો (નિમિત્તો) થી પ્રશસ્ત કરૂણરસમા તાણી જવી પડશે, તો આપણે પાપકર્મોના હુમલાથી બચી જઈશુ, ઐહિક – પારલૌકિક અધ:પતનથી ઉગરી જઈશુ

અહીં એટલુ આપણે સ્પષ્ટીકરણ કરી લઈએ કે 'કરૂણરસ' અને કરુણા બને ભિન્ન છે

'કરુણા' એ ભાવના છે, જ્યારે 'કરુણરસ' એ આત્માનુ એક અરેરાટીભર્યુ મર્મસ્પર્શી સવેદન છે

એ સવેદન બે પ્રકારે પ્રગટે છે – (૧) સ્વનિષ્ઠ, અર્થાત્ સ્વાત્મા પર થતા તિરસ્કાર, માર, અપ્રિય શ્રવણ વૈભવનાશ – વગેરે વિભાવોથી જે અરેરાટીભર્યુ કપાવનારૂ સવેદન થાય તે

(૨) પરનિષ્ઠ, અર્થાત્ બીજા આત્મા પર આવી પડેલી આપત્તિ અગર વરસતા જુલમના દર્શનથી આપણામા પ્રગટતુ સવેદન, આ કરુણરસની કથાને અગ્રેજીમા 'ટ્રેજેડી' કહેવામા આવે છે

અપ્રશસ્ત કરુણરસથી આપણે ઘણા સુપરિચિત છીએ

જ્યારે આપણે એક સતી સ્ત્રીને કે જે શુદ્ધશીલ છે, જે પતિભક્તિપરાયણ, નમ્ર અને આજ્ઞાંકિત છે, તેના પર તેના પતિ દ્વારા વરસતો જુલ્મ દેખીએ છીએ ત્યારે આપણું હૈયુ અરેરાટી અનુભવે છે! 'અરરર બિચારી પર આવો ક્રૂર જુલમ!"

રસ્તો પસાર કરતા ખીલતા બાળ પર અચાનક મોટરના

ચકો ફરી વળતા આપણી આંખો બંધ થઇ જાય છે હૃદય ધડકી રહે છે "અરરર "ની કારમી બૂમ પાડી ઉઠાય છે!

આ છે 'પરનિષ્ઠ' કરૂણરસ

જ્યારે મનુષ્ય અચાનક પૈસાની ખોટમાં આવી પડે છે, અચાનક સ્નેહિનો વિયોગ (મૃત્યુ) થાય છે, અચાનક ભયંકર રોગનો હૂમલો થઇ જાય છે ત્યારે તે કરૂણરસને અનુભવે છે આ 'સ્વનિષ્ઠ કરૂણરસ છે

નમસ્કાર મહામંત્રનો સ્મારક આત્મા મહામંત્રમાંથી કરૂણ રસનું ઉચ્ચ આધ્યાત્મિક સંવેદન અનુભવી શકે છે, તે માટે તેણે પરમેષ્ઠિઓના અંતસ્તલ સુધી પહોંચવું પડે, તે માટે તેણે પરમેષ્ઠિઓના જીવન અને સિદ્ધાન્તનો સુમધુર સંવાદ ગુંથવો પડે, અને આપણે અહીં તે માટેનો જ પ્રયાસ કરીશું!

"નમો અરિહંતાણં" પદના સ્મરણ દ્વારા અરિહંત પરમાત્માના આત્મતત્ત્વ સાથે આપણે સંબંધમાં આવીએ છીએ, અને તે માટે આપણા અતિ નિકટ તીર્થંકરદેવ શ્રી મહાવીરદેવ પર આપણી દૃષ્ટિ જાય છે

પરમાત્મા એક એવું ઉચ્ચતમ કોટીનું આત્મદ્રવ્ય છે, એક એવું પવિત્રતમ પાત્ર છે કે સહેજે જ આપણું હૃદય તેમના પ્રત્યે ખેંચાય છે આકર્ષાય છે

એવા સર્વોત્તમ આત્મદ્રવ્ય પર જ્યારે આપણે એક તુચ્છ ગોવાળીયાને જુલમ ગુજારતો જોઇએ, ત્યારે હૃદય કાળો કકળાટ અનુભવે છે "અહો! આ બિચારો ગોવાળીયો કેવો કષાયના

અગ્નિમા બળી રહ્યો છે આવા પરમપુગ્ય પર ક્રૂરતા ગુજારી એ કયી દુર્ગતિમા કેકાઈ જશે? ”

પરમાત્માના આ જીવન પ્રસગ સાથે તેમના સિદ્ધાન્તનો સુમેળ આપણે આ કરુણરસના સવેદનથી કરી શકીએ, તો તે કરુણરસ પ્રશસ્ત બને છે

પરતુ જો આપણે ગોવાળીયાને દુષ્ટ કહીએ, અને પરમાત્માની દયા ખાઈએ તો તે પ્રશસ્ત કરુણરસ નથી બનતો, ત્થી પાપકર્મનો બધ થાય છે, ચિત્ત કષાયકલુષિત બને છે

ઘોર કર્મોના ગજને ઉપાર્જી જ્યારે સગમ દેવ છ મહિનાના અતે પોતાના નિવાસસ્થાને ચાલ્યો જાય છે, ત્યારે પરમાત્મા તેના પ્રત્યે કઇ દષ્ટિ રાખે છે? “અરેરેરે બિચારો મને પામીને આ કેવા દુષ્ટ કર્મોનો બલિ બની ગયો .. બિચારો સસાર સાગરમા ડુબી જશે ”

જ્યારે નમસ્કારમહામત્રનો આરાધક આત્મા આ દષ્ટિને સમસ્ત વિશ્વ પર વિકસાવે છે ત્યારે–

ઇન્દ્રાસન પર આરૂઢ થયેલ જીવાત્માને જોઇ તેનુ હૈયુ ધ્રુજી ઉઠે છે–“અરેરેરે બિચારો મોહની મડા રાજધાનીમા સપડાયો છે તેના આત્માની કઇ દુર્દશા થશે? ”

પાપવ્યાપારોના બજારમા જ્યારે જીવાત્માઓ દેખા દે છે ત્યારે મહામત્રનો આરાધક કપી ઉઠે છે. “અરે! આ પાપ પિશાચોના હાથમા ઝડપાયેલા આત્માઓ બિચારા હણુઈ જશે દુર્ગતિમા ે અનુભવશે....”

જેમ સાતમા માળની અગાસી પરથી પડતા માણસને જોતા જીવ કરૂણરસના પાતાળકૂપમા ઉતરી જાય છે તે ચીસ પાડી ઉઠે છે આંખોમા ઝળઝળીયા ભરાઈ જાય છે દીલ રડી ઉઠે છે

તેમ આત્મસમૃદ્ધિના શિખર પરથી પડતા કોઈ નદિષેણ મુનિ કંડરિક રાજર્ષિ કે આરદ્રિક મુનિ જેવાને જોઈને મહામનના સાધક આત્માનું હૃદય રડી ઉઠે છે! અતરમામા ચીસો પડી જાય છે "અરરર આ શું થયું? આવુ ઘોર પતન? ભવોભવના મૃત્યુ સ્વરૂપ અધ પતન? "

આમ ધર્મસમૃદ્ધિરૂપ ઇષ્ટના વિયોગમા અને પાપવ્યાપારરૂપ અનિષ્ટના સયોગમા મહામનનો સાધક આત્મા પ્રશસ્ત કરણ રસનું સંવેદન કરી શકે છે!

આ થઇ 'પરનિષ્ઠ' કરૂણરસની વાત

જ્યારે, સાધક પોતે પોતાના જીવનમા પ્રત્યાઘાતો પરથી પણ પ્રશસ્ત કરૂણરસનું તીવ્ર સવેદન અનુભવી શકે છે-અને તે માટે અતિ ઉત્કંઠીત બનેલા ચારિત્રાભિલાષી આત્માને સસારના કારાગારમા જકડી રા

ચારિત્રાભિલાષી આત્માન

તેનુ કાળજુ કપ

અભાગી આ સસાર·

સયમરૂપી ઇષ્ટના

અનિષ્ટના સયોગમા તે

જે કોઈ ધર્મકરણી ન થઈ શકતી હોય અને જે જે પાપો આચરવા પડતા હોય તેમા કન્ધુગ્મ અનુભવી શકાય છે

આમ પચે ય પરમેષ્ઠિના તે તે રીતના પુન પુન સ્મરણ ચિતન દ્વારા નીપજતા પ્રશસ્ત કરૂણરસથી આત્મા ભાવિત બની જાય છે તે તે ભાવિત બનેલો આત્મા પછી નમસ્કાર મહામત્રમા એવો લીન બની જાય છે કે તેમા તે એકાગ્ર ધ્યાનનો આસ્વાદ કરી શકે છે તેમજ મહામત્રના અધિષ્ઠાનાઓનુ સ્મરણ કરતા હૃદય ગદ્ગદ્ બની જાય છે નેત્રો ભીના બની જાય છે વર્ણન કરતા વાણી તૂટી જાય છે અને મહામત્રનુ સ્મ ણ રસમય બની જાય છે

## ૪. મહામત્રમા રૌદ્રરસ

રૌદ્રરસનો સ્થાયીભાવ 'ક્રોધ' છે

તિરસ્કાર, તાડન, કઠોર વચન, દ્રોહ, મત્સર.. વગેરે વિભાવો દ્વારા રૌદ્રરસ ઉત્પન્ન થાય છે

રૌદ્રરસની અભિવ્યક્તિમા નેત્ર લાલ બની જાય છે, ભ્રકુટી ઊંચી ચઢે છે હોઠ ફરફરે છે, દાત કચકચાવાય છે, શસ્ત્રગ્રહણ, મારણ લોહી કાઢવું.. વગેરે થાય છે, યુદ્ધ કરે છે, હથિયાર ફેકે છે અગોપાગ કપે છે

ક્રોધ એ કષાય' છે, ક્રોધ-કષાયની તીવ્રતા જ્યારે થાય છે ત્યારે તેને જૈન પરિભાષામા રૌદ્રધ્યાન કહેવામા આવે છે, અને એ રૌદ્રધ્યાનને નરકગતિની નિશાની નિર્દેશેલી છે

અપ્રશસ્ત ... ભયકરતા કર્મબધના હેતુથી જ છે

એમ નથી, પરંતુ રૌદ્રરસથી મનુષ્ય પોતાના કુટુંબ માટે, ગામ માટે દેશ માટે સારા ય વિશ્વ માટે ભયરૂપ બને છે, તેથી પણ અપ્રશસ્ત રૌદ્રરસ ભયંકર છે

પણ એજ રૌદ્ર-રસને પ્રશસ્ત રૂપ અર્પવામા આવે, તો એ મારક નહિ પણ તારક નીવડે છે

મહામંત્રના સ્મરણથી, મહામંત્રના ' આતરસ્પર્શી' પરિશીલનથી ક્રોધનો સ્થાયીભાવ પ્રશસ્ત રૌદ્રરસમા પરિણમે છે, કે જે રૌદ્રતાના અગ્નિમા મનની તમામ અશુભવૃત્તિઓ હોમાઇ જાય છે!

મહામંત્રના નાયક પાચ પરમેષ્ઠી મહામંત્રના સ્મારકને જીવતત્ત્વની વાસ્તવિકતા બતાવે છે, તેની સામે – જીવતત્ત્વની સર્જાયેલી કૃત્રિમતાના કારણો પણ તેઓ દર્શાવે છે

ક્રોધાદિ આતરશત્રુઓ દ્વારા થતો ઉપહાસ, શાતા-અશાતાદિ કર્મો દ્વારા થતુ આક્રમણ, જ્ઞાનવરણીયાદિ કર્મો દ્વારા સર્જાતિ અજ્ઞાનતા, અપયશ નામાદિ કર્મો દ્વારા થતો તિરસ્કાર, લાભાતરાયાદિ કર્મો દ્વારા થતી કંગાલિયત પોતાની જાત પર આવી દુશ્મનોની ઘેરામણને જોતા સાધક કપી ઉઠે છે! એના અગોપાગ ધ્રુજી ઉઠે છે દુશ્મનોને પરાસ્ત કરવાના આયુધો શોધવા લાગે છે દુશ્મનો પર પ્રહાર કરવા તલપાપડ બની ઉઠે છે

અને જ્યારે એ ઝાંઝરીયા મુનિ જેવા સાધુપુરુષોને પાડવા મથતી કુલટા નારીના કામાવેશ જુએ છે ત્યારે તેનો રૌદ્રરસ હિલોળે ચઢે છે! મનને એમ થાય છે કે 'લુચ્ચા કામ-ક્રોધાદિ શત્રુઓ! આ તમારી બદમાશી? ' આતર દુશ્મનોની પિછાન,

દુશ્મનોની પથરાયેલી ભેદી જાળ, યુદ્ધભૂમિની માહિતી, યુદ્ધ માટેની શસ્ત્રસામગ્રી વગેરેનો સંપૂર્ણ ખ્યાલ આવી જતા એ પ્રશસ્તતર રૌદ્રરસમા સર્વાંગીણ નિમગ્ન બની જાય છે

અને જ્યારે સાધકને એ સત્ય હકીકત જાણવા મળે છે કે ચૌદરાજલોકના મથાળે બિરાજેલા અનંત સિદ્ધ ભગવંતોએ પણ પૂર્વસાધનાના કાળમા આ રીતે આંતરદુશ્મનો સામે શ્રેષ્ઠતમ રૌદ્રરસથી સંયમજીવનની રણભૂમિમા સંગ્રામ ખેલીને એ પરમ અને ચરમવિજયી અવસ્થા પ્રાપ્ત કરી છે ત્યારે સાધકનો પ્રશસ્ત રૌદ્રરસ વધુ ઉત્તેજિત બને છે, અને એક નિશ્ચલ વિશ્વાસથી તે સાધનામા વેગવંત બને છે

ક્ષપકશ્રેણિનો ધ્યાનાગ્નિ એ શું પ્રશસ્ત રૌદ્રરસની ઉચ્ચતમ સપાટી નથી? નમસ્કાર મહામંત્રમા એ ઉચ્ચતમ સપાટીએ જીવને પહોંચાડવાના સેંકડો નિમિત્તો પડેલા છે

અહીં તો માત્ર આપણે એક વિચારની રેખા જ દોરવાનો પ્રયત્ન કર્યો છે, એ રેખાએ રેખાએ જેમ જેમ વિચારકો ચાલશે તેમ તેમ તે રેખા મટી ચીલો બની જશે ચીલો મટીને માર્ગ રાજમાર્ગ પણ બની જશે!



## ૫, મહામંત્રમા વીરરસ

વીરરસ 'ઉત્સાહ'ના સ્થાયીભાવમાથી ઉત્પન્ન થવાના વિભાવો અર્થાત્ નિમિત્તો છે નીતિ, વિનય, બળ, પરાક્રમ, શક્તિ, પ્રતાપ, પ્રભાવ વગેરે

એમ નથી, પરતુ રૌદ્રરસથી મનુષ્ય પોતાના કુટુબ માટે, ગામ માટે દેશ માટે સારા ય વિશ્વ માટે ભયરૂપ બને છે, તેથ પણ અપ્રશસ્ત રૌદ્રરસ ભયકર છે

પણ એજ રૌદ્ર-રસને પ્રશસ્ત રૂપ અર્પવામા આવે, તો તે મારક નહિ પણ તારક નીવડે છે

મહામત્રના સ્મરણથી, મહામત્રના આતરસ્પર્શી પરિશી લનથી ક્રોધનો સ્થાયીભાવ પ્રશસ્ત રૌદ્રરસમા પરિણમે છે, કે જે રૌદ્રતાના અગ્નિમા મનની તમામ અશુભવૃત્તિઓ હોમાઈ જાય છે!

મહામત્રના નાયક પાચ પરમેષ્ઠી મહામત્રના સ્મારકને જીવતત્ત્વની વાસ્તવિકતા બતાવે છે, તેની સામે - જીવતત્ત્વની સર્જાયેલી કૃત્રિમતાના કારણો પણ તેઓ દર્શાવે છે

ક્રોધાદિ આતરશત્રુઓ દ્વારા થતો ઉપહાસ, શાતા-અશાતાદિ કર્મો દ્વારા થતુ આક્રમણ, જ્ઞાનવરણીયાદિ કર્મો દ્વારા સર્જાતિ અજ્ઞાનતા, અપયશ અનાદેયાદિ કર્મો દ્વારા થતો તિરસ્કાર, લાભાતરાયાદિ કર્મો દ્વારા થતી કગાલિયત પોતાની જાત પર આવી દુશ્મનોની ઘેરામણને જોતા સાધક કપી ઉઠે છે! એના અગોપાગ ધ્રુજી ઉઠે છે દુશ્મનોને પરાસ્ત કરવાના આયુધો શોધવા લાગે છે દુશ્મનો પર પ્રહાર કરવા તનપાપડ બની ઉઠે છે

અને જ્યારે એ ઝાઝરીયા મુનિ જેવા સાધુપુરુષોને પાડવા મથતી કુલટા નારીના કામાવેશ જુએ છે ત્યારે તેનો રૌદ્રરસ હિલોળે ચઢે છે! મનને એમ થાય છે કે 'લુચ્ચા કામ-ક્રોધાદિ શત્રુઓ! આ તમારી બદમાશી? ' આતર દુશ્મનોની પિછાન,

દુશ્મનોની પથરાયેલી લેરી જાળ યુદ્ધભૂમિની [illegible] માટેની શસ્ત્રસામગ્રી વગેરેનો સંપૂર્ણ ખ્યાલ [illegible] એ પ્રશસ્તતર રૌદ્રરસમાં સર્વાંગીણ નિમગ્ન બની જાય છે

અને જ્યારે સાધકને એ સત્ય હકીકત [illegible] છે કે ચૌદરાજલોકના મથાળે બિરાજેલા અનંત સિદ્ધ ભગવંતોએ પણ પૂર્વસાધનાના કાળમાં આ રીતે આંતરદુશ્મનો [illegible] રૌદ્રરસથી સંયમજીવનની રણભૂમિમાં સંગ્રામ ખેલીને એ [illegible] અને ચરમવિજયી અવસ્થા પ્રાપ્ત કરી [illegible] સાધકને પ્રશસ્ત રૌદ્રરસ વધુ ઉત્તેજિત બને છે; અને [illegible] વિશ્વાસથી તે સાધનામાં વેગવંત બને છે

ક્ષપકશ્રેણિનો ધ્યાનાગ્નિ એ શું પ્રશસ્ત રૌદ્રરસની [illegible] સમાન નથી? નમસ્કાર મહામંત્રમાં એ [illegible] જીવને પહોંચાડવાના સેંકડો નિમિત્તો પડેલા છે

અહીં તો માત્ર આપણે એક વિચારની રેખા જ [illegible] પ્રયત્ન કર્યો છે, એ રેખાએ રેખાએ જેમ જેમ [illegible] ચાલશે તેમ તેમ તે રેખા મટી ચીલો બની જશે, ચીલો મટીને માર્ગ રાજમાર્ગ પણ બની જશે!

★

## ૫. મહામંત્રમાં વીરરસ

વીરરસ 'ઉત્સાહ'ના સ્થાયીભાવમાંથી ઉત્પન્ન થાય છે વિભાવો અર્થાત્ નિમિત્તો છે નીતિ, વિનય, બળ, પરાક્રમ, શક્તિ, પ્રતાપ, પ્રભાવ વગેરે

વીરરસની અભિવ્યક્તિ ધૈર્ય, શૌર્ય, સ્થિરતા, દાન, ઠઠાપણુ વગેરે અનુભાવો દ્વારા થાય છે, અને આ રસ ઉત્તમ પ્રકૃતિના મનુષ્યોમા જ રહેલો હોય છે

રસતરંગિણીમા સર્વ ઇન્દ્રિયોના પ્રહર્ષને વીરરસ કહેવામા આવ્યો છે, આ રસના ત્રણ ભેદથી રસવાન આત્માની ત્રણ કક્ષાઓ પાડવામા આવી છે, [૧] યુદ્ધવીર, [૨] દાનવીર અને [૩] દયાવીર

યુધ્ધવીરમા પ્રતાપના અધ્યવસાયથી ઉત્સાહ પરિણમે છે, દાનવીરમા દાનના સામર્થ્યથી ઉત્સાહ પ્રગટે છે અને દયાવીરમા આર્દ્રતા વગેરેથી ઉત્સાહ વૃદ્ધિગત બને છે

મનુષ્યની સમક્ષ જ્યારે કોઈ નીતિમાન આત્મા નીતિની રક્ષા ખાતર મહાન પુરૂષાર્થી બનેલો દેખાય છે, ત્યારે મનુષ્યની આત્મ-પથારીએ પોઢેલી ઉત્સાહની લાગણી ઉત્તેજિત બને છે, વીરરસમા પલટાઇ જાય છે એમ કોઇ પ્રતાપી પુરુષ, કોઇ શક્તિસપન્ન આત્મા, કોઈ પરાક્રમી જીવન દૃષ્ટિનો કે શ્રવણનો વિષય બને છે ત્યારે ઉત્સાહ 'વીરરસ' બની જાય છે

નમસ્કાર મહામત્રના આલબનથી આત્મામા પ્રશસ્ત વીર રસની અભિવ્યક્તિ થઇ શકે છે, તે અભિવ્યક્તિથી મહામત્રનુ સ્મરણ રસતરબોળ બની જાય છે

નમસ્કાર મહામત્ર એક પ્રતાપભર્યું, શૌર્યસભર, પ્રભાવ-સપન્ન આલબન છે, એ આલબનથી આત્માનો ઉત્સાહ [illegible] થાય છે, ગાઢતર બને છે અને એમાથી આત્મક્ષેત્રે

આત્માનુભવી વીરરસની પાતાલ-સેર ફૂટે છે।

અરિહંત પરમાત્માનો રાગ-દ્વેષાદિ આન્તરશત્રુ પરનો વિજય, એ તેમના અચિન્ત્ય પ્રતાપનો આવિર્ભાવ છે નહિતર એવા પ્રતાપ વિના, હજારો સુભટોને જિતનારાથી પણ દુર્જય એવા રાગ-દ્વેષાદિ આન્તર શત્રુઓ શે જિતાય ?

સારા ય વિશ્વને કર્મશૃંખલામાંથી મુક્ત કરી શકવા સમર્થ દિવ્ય દેશના તેમની કરુણાની પરાકાષ્ઠા છે। ભયંકર દુશ્મનોને પણ મુક્તિના મહેમાન બનાવવાની તેમની પરોપકારિતા તેમના અક્ષ્ય પ્રભાવનો ઉદ્યોત છે, આ અરિહંતનો રાગ-દ્વેષ પરનો વિજય સારા ય વિશ્વ પરની કરુણા, દુશ્મનો પ્રત્યેની પણ જે ઉપકારિતાની પરાકાષ્ઠા એ દ્વારા વ્યક્ત થતો તેમનો પ્રતાપ અને પ્રભાવ સાધકના ઉત્સાહને વેગવંત બનાવે છે, અને વેગવંત બનેલા ઉત્સાહથી થતુ અરિહંત પરમાત્માનુ સ્મરણ કોઈ અનેરૂ ધર્મતેજ વિસ્ફૂર્જિત કરે છે

અર્થાત્ સાધકનો રાગ-દ્વેષ પર દમન કરવાનો ઉત્સાહ ઉચ્ચ વીરરસમા પરિણમે છે, સારા ય વિશ્વને દુ ખ અને ત્રાસમાંથી મુક્ત કરવાનો ઉત્સાહ શ્રેષ્ઠ વીરરસમા રૂપાંતર પામે છે શત્રુ પ્રત્યે પણ ઉપકાર કરવાનો ઉત્સાહ પ્રશસ્ત વીરરસમા અન્તર્ભૂત બની જાય છે

સિદ્ધ પરમાત્માના આત્મત્વનો જે સ્વ સ્વરૂપમા સંપૂર્ણ વિકાસ, સર્વ આવરણોને વિધ્વંસી ઉપાર્જેલી જે ચરમ નિર્મળતા તેનાથી સાધકનો ઉત્સાહ આત્મત્વની શુદ્ધિમા તીવ્ર બને

છે, નિર્મળતાની ચાહના પ્રોલ્લસિત બને છે તેની સાધનામા વીરતા પ્રગટે છે

અને જ્યારે આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ પરમેષ્ઠિઓની પ્રતાપ-પ્રકાશી, શૌર્ય-છલોછલ અને પ્રભાવપૂર્ણ શાસનપ્રભાવના, શ્રુતતેજના પ્રતિબિમ્બ, અને આત્મસાધના સાધક જીવાત્માની કલ્પનામા આરૂઢ બને છે, ત્યારે તે સાધક સાધનામા જે વીર રસની દીપ્તતા અનુભવે છે, તે વર્ણનાતીત છે, આ સત્ય હકીકતને જો કોઇ ઇ કારતુ હોય, તો તેને પરમાત્માના પુણ્ય પ્રકર્ષના પ્રતાપથી સસારના ચક્રવર્તીના ઘરના પણ વૈભવોને તુચ્છ સમજવા પૂર્વક ફગાવી દઇને સયમના માર્ગે નિકળી પડનાર વીર મરીચિની વીરતાનું દષ્ટાત આપો, સુધર્માસ્વામીની એક જ દિવ્યદેશનાના અચિન્ત્ય પ્રભાવથી નવાણુંક્રોડ સોનૈયા અને આઠ આઠ નારીઓને ત્યજી પરમાત્મ પથના સૈનિક બનેના જબૂકુમારની વીરરસથી ભરેલી કહાણી સભળાવો ભયકર ત્રાસ અને દુખોમા પણ અરિહતાદિ પાચે પરમેષ્ઠિઓના આલબનથી પોતાના શીલની રક્ષા કરનાર સુરસુન્દરીના પરાક્રમોની હારમાળા તેમને બતાવો અરિહતાદિ પરમેષ્ઠિઓના સ્મરણમાથી વીરરસની લ્હાણ લૂટનાર સુદર્શન શેઠની પરદયાની ખાતર શૂળીએ ચઢી શકવાની વીરતાના વર્ણન સભળાવો આચાર્ય શ્રી કેશીગણધર મહારાજના આલબને નાસ્તિકપણામાથી પરમ આસ્તિકપણામા કૂદી પડનાર પ્રદેશી રાજાની વીરતાના ગુણગીત સભળાવો.

અરે, પરમેષ્ઠિ એવા આચાર્ય કાલિકસૂરિ મહારાજે વિનય રત્ને કરેલા ઉદાયિરાજાના ખૂન પાછળ શાસનરક્ષા ખાતર પોતે

કરેલુ આત્મતર્પણુ એ શું આપણા શાસનરક્ષાના ઉત્સાહને જગાવી આપણને વીરરસમા નથી નવરાવી દેતુ? ગુર્વાજ્ઞાની ખાતર અજયપાળ રાજાના હુકમનો અનાદર કરવા પાછળ અગ્નિથી ધખધખતા તવા પર ચઢીને ખાખ થઈ જવાનુ રામચદ્રસૂરિજીનુ શૌર્ય શુ આપણા ઉત્સાહના વાયુને વીરરસના ગગનમા નથી ઘુમવતુ ?

એક એક પરમેષ્ઠિના આલબનથી આપણી ઉત્સાહની સહજ લાગણીને પ્રશસ્ત વીરરસમા પરિણમાવીએ, તો આપણું ધર્મતેજ કેવુ ઝગમગે?

રસતરગિણીકારના મન્તવ્ય મુજબ, પરમાત્માના રાગદ્વેષના વિજય પ્રતાપથી સાધક આત્માનો ઉત્સાહ રાગ-દ્વેષ સામેના યુદ્ધમા વૃદ્ધિગત થાય છે, સાધુના સકલ જીવરાશિ પરના અભયદાનના સામર્થ્યથી સાધકનો ઉત્સાહ જીવોને અભયદાન આપવામા વિકસિત બને છે તેમજ સાધુની ઋજુતા-મૃદુતા વગેરેના પ્રભાવક-આલબનથી સાધકનો ઉત્સાહ ઋજુતા-મૃદુતા વગેરેમા તરબોળ બની જાય છે



## ૬, મહામત્રમા ભયાનક રસ

રસ-વિજ્ઞાનના જ્ઞાતા પુરુષોએ ભયાનકરસનો સ્થાયીભાવ "ભય" નિર્દર્યો છે, બીજી લાગણીએની જેમ ભયની લાગણી પણ જતુમાત્રમા જ મજાત હોય છે, તે લાગણી અમુક અમુક નિમિત્તોને પામી વૃધ્ધિ પામે છે, તેનો આવિર્ભાવ શારીરિક, વાચિક અને માનસિક અવસ્થાઓ દ્વારા થાય છે

ભયાનક શબ્દ સાભળતા, ભયકર રૂપ જોતા, શિયાળ-ઘુવડ વગેરેના ત્રાસથી, નિર્જન વનમા ભૂલા પડી જતા, સ્વજનોને માર-બધન-વધ વગેરે જોતા કે સાભળતા, ગુરૂ કે રાજાના અપરાધમા ફસાતા ભયની લાગણી ઉત્તેજિત થાય છે, તેથી હાથ-પગ કપી ઉઠે છે, આખો વિહ્વળ બની જાય છે, અવાજ ફાટી જાય છે, કઠ ગ૦ગ૦ બની જાય છે છાતી ધડકતી થઇ જાય છે અને ચારે કોર દીનતાથી જોઇ રહેવાય છે

શ્રી નમસ્કાર મહામત્રના સ્મર્તા સાધકને મહામત્રમાથી ભયાનક શબ્દ સભળાય છે! ભયકર રૂપ દેખાય છે! શિયાળ વાઘ અને એવા જગલી પશુઓની દિલદ્રાવક ચિચિયારીઓ શ્રવણપથમા આવે છે! નિર્જનવનની ભયાનકતા અનુભવાય છે! સ્વજનોના માર-બધન અને વધ જોવાય છે! ત્યારે તેની ભયની લાગણી ઉત્તેજિત બને છે, અને પ્રશસ્ત ભયાનક રસમા પરિણમે છે

નમસ્કાર મહામત્રના નાયક પાચ પરમેષ્ઠિઓ બાહ્ય ભાવોને છોડી અતર પ્રદેશમા વિચરનારી વિભૂતિઓ છે, એ પરમેષ્ઠિઓનું સ્મરણ કરનાર આત્મા પણ નિમિત્તને અનુસાર બાહ્યને ત્યજી આતરમા વળે છે! ત્યારે તેને નવી જ દુનિયામા પ્રવેશ કરવા જેટલો રોમાચ થાય છે! પરમેષ્ઠિઓના સ્મરણથી પરમેષ્ઠિઓ તરફથી તેને પ્રેરણા મળે છે-"જીવ! બાહ્ય દુશ્મનોથી તુ શાને ગભરાય છે? અતરના ઉડાણમા અનાદિકાળથી પગ૦ડો જમાવી બેઠેલા દુશ્મનો તરફ તો જરા દૃષ્ટિ નાખ તેમની ભયકર લીલાને તો જરા જો "

પરમેષ્ઠિઓની પ્રેરણાથી પ્રેરાયેલો સાધક અંતરનિરીક્ષણમાં વળે છે-ને પ્રગટી ઉઠે છે ! પ્રશસ્ત ભયાનક રસમાં નિમગ્ન બની જાય છે

કોઇ મનુષ્ય જંગલમાં ભૂલો પડેલો હોય, મધ્યાહ્નનો સૂર્ય ધખતો હોય, કંઠ શોષાતો હોય, પગ થાકી ગયા હોય ત્યાં કોઈ મનુષ્ય મળી આવે તેને પૂછવામાં આવે, "ભાઈ, અહીં પાણી મળશે ?" પેલો હૃદયની સહાનુભૂતિથી કહે, "હા હા ! તમારી પાછળ જ ઝાડીમાં કૂવો છે, ચાલો હું તમને બતાવું." એમ કહી કૂવો બતાવે પેલો પાણી કાઢીને તૃષા છીપાવે.

કહો તો ખરા, એની તૃષા કોણે શમાવી ? કૂવાએ કે પેલા માર્દવભર્યા માનવે ! બસ, તેમ અહીં સાધક ભલે અન્તરનિરીક્ષણમાંથી પ્રશસ્ત ભયાનક રસ અનુભવે, પણ એ રસ મહામન્ત્રમાંથી જ મળે છે-એમ જ માનવું યોગ્ય છે, કેમકે મહામન્ત્રની પ્રેરણાથી જ એ આંતર પ્રદેશ તરફ વળેલો છે

આમાં ત્યાં એક અત્યંત ભયજનક ચિત્ર જુએ છે ! શ્રી મલધારી હેમચંદ્રસૂરિજી મહારાજે પુષ્પમાલામાં સંસારને સ્મશાન બનાવ્યું છે, અને મોહાદિ આંતર શત્રુઓને સ્મશાન-ભૂમિ પરના પાત્રો દર્શાવ્યા છે, કે જેનું ચિંતન આપણને આબેહૂબ ભયંકર સ્મશાનમાં લઈ જાય છે

ચાલો, આપણે એ સંસારની સ્મશાન-ભૂમિ પર જઇએ, અને પ્રશસ્ત ભયાનક રસનું આંતરસંવેદન અનુભવીએ, પણ એ ન ભૂલતા કે આપણે મહામન્ત્રમાંથી આ આધ્યાત્મિક ભયાનક રસ પ્રાપ્ત કરીએ છીએ

જુઓ, આ ઘોર અને ભયકર સસાર-સ્મશાન છે મોહ-પિશાચ ત્યા ક્રૂર બનીને ત્રાસ આપી રહેલ છે, કષાયરૂપી ગીધડાઓની તીક્ષ્ણ ચાચોમા જીવ-શબ્દાઓ ચૂથાઈ રહ્યા છે ધનપિપાસારૂપ શાકિનીઓની તીણી ચિચિયારીઓ હૃદયને કપાવી રહી છે અહીં આ બાજુ રાગનો પ્રચડ અગ્નિ સળગી રહેલો છે તેમાથી ઉઠતી કામ-વિકારોની જ્વાળાઓ જીવોને બાળી રહી છે તેમજ દ્વેષરૂપી ધૂમાડો આત્મગુણોના ઉજ્જ્વલ કળશોને આવરી રહ્યો છે અને પેલો ભયકર ફૂફાડા મારી રહ્યો છે તે વિષથી છલોછલ ભરેલા કઠવાળો મિથ્યાત્વ-ફણિધર છે પેલા બિહામણા અને ભયકર વિકૃત દેખાય છે તે અશુભ અધ્યવસાયરૂપ હાડપિજરો છે પેલુ વિકરાળ ચાચવાળુ મોટુ પક્ષી જણાય છે તે રોગ-બાજ છે

આ ભયકર દેખાવો અને શ્રવણથી આત્મા કપી ઉઠે છે તેનુ શરીર ઝીણી કમકમી અનુભવે છે, શરીર પર સ્વેદ બિદુઓ ઉડી આવે છે છાતી ધડકી ઉઠે છે !

આ રીતે મહામત્રનો આરાધક આત્મા મહામત્રમાથી ભયાનક રસનો ઉચ્ચતમ આધ્યાત્મિક અનુભવ કરી 'ભય'ની જન્મજાત લાગણીને પ્રશસ્તતમ માર્ગે દોરે છે



### ૭, મહામત્રમા બિભત્સરસ

મનુષ્ય જન્મે છે તેની સાથે અન્ય લાગણીઓની જેમ જુગુપ્સાની લાગણી પણ હોય છે, કે જે જુગુપ્સા બિભત્સરસનો

સ્થાયીભાવ છે જુગુપ્સાને એવા એવા ઉત્તેજક નિમિત્તો મળતા જુગુપ્સા બિભત્સરસમા પરિણામ પામી જાય છે

શુ શેરીમાથી કે બજારમાથી પસાર થતા કોઇ વાર વિષ્ટા કે છાણના પોદરા પર તમારો પગ પડી નથી ગયો? શુ તમે નાના બાળકોને વિષ્ટા-મૂત્રમા ખરડાયેલા કોઇ વાર નથી દીઠા? શુ કોઇ અત્યંત રોગીષ્ટ ભિખારીની કાયામાથી ઝરતી દુર્ગંધ ઉડતી માખીઓ નીકળતુ પરૂ વગેરે જુગુપ્સનીય ચિન નથી જોયુ? આ બધા બિભત્સરસ પેદા થવાના વિભાવો છે

એ બધું જોતા પ્રાય તમારૂ મુખ મચકોડાઈ ગયુ હશે જ! તમે ત્યાને ત્યા થુકી કાઢયુ પણ હશે! તમારા અગેઅગમાથી એક આછેરી કમકમાટી પસાર થઈ ગઈ હશે! અરે, કોઈ વાર મૂર્છાને પણ આધીન બની ગયા હશો! આ બધા બિભત્સ રસના અનુભાવો છે

શ્રી નમસ્કાર મહામત્રનુ આલબન લઈને આત્મા ઉચ્ચ આધ્યાત્મિક બિભત્સરસનો પણ અનુભવ કરી શકે છે

મહામત્રનુ સ્મરણ કરનાર ભાવુક આત્મા જ્યારે અધિક ને અધિક પચપરમેષ્ઠિમા લીન બનતો જાય છે, ત્યારે તેને એમાથી એવી દષ્ટિ પ્રાપ્ત થાય છે કે જે દષ્ટિમા તે પાચ પરમેષ્ઠિઓની સામે પોતાની બિભત્સ વર્તમાન પરિસ્થિતિ દેખવા પ્રેરાય છે

પરમેષ્ઠિઓની ઉચ્ચ-ઉચ્ચતર-ઉચ્ચતમ સ્વભાવદશાની સામે જ્યારે પોતાના અનાદિકાલીન આત્માની અધમ-અધમતર-

અધમતમ વિભાવદશા સાધકનુ દષ્ટિબિંદુ બને છે, ત્યારે સાધક ચોકી ઉઠે છે, સો મચકોડી લે છે અને એક તીવ્ર કપારી તેના દેહમાથી વહી જાય છે

કર્મો દ્વારા સર્જાયેલી મનુષ્યની એક માત્ર ગર્ભાવસ્થા જ કેટલી બિભત્સરસની ઉત્તેજક છે! એ રૂધિર અને શુક્રના સયોગમા ઉત્પન્ન થવુ માતાએ ખાધેલા આહારાદિ કે જે અત્યત વિકૃતાવસ્થ હોય છે, તેમાથી પોતાનો આહાર લેવો અને શરીરનુ સ્થાલ મળ અને મૂત્રમા લપેટાનુ ઉધા મસ્તકે ટીંગાવુ!

ત્યાથી આગળ વધીને, જ્યારે દેહ માતાના ઉદરમાથી બહાર પડે છે....દિવસો અને વર્ષો વીતે છે ચર્મમઢયા શરીરની ભીતરમા જરા ડોકિયુ કરી જોતા ઘ્રાણેન્દ્રિય કપી ઉઠે છે, ચક્ષુરિન્દ્રિય સકોચાઇ જાય છે શરીરની અશુચિતા પર ઉચ્ચ આધ્યાત્મિક બિભત્સરસનો અનુભવ થઇ જાય છે, અને મહા મત્રનો સ્મારક જીવાત્મા દેહની મમતાની મુક્તિ બની મહામત્રના ચિતનમા નિમગ્ન બની જાય છે

પરમેષ્ઠિઓના આલબને મહામત્રના આલબને તે પોતાના અનત બિભત્સ ભૂતકાળના સ્મરણે ચઢે છે, ચારે ગતિઓમા થયેલી પોતાની અત્યત બિભત્સ અવસ્થાઓ તેની આખ સામે તરવરે છે તિર્યંચના ભવમા દુર્ગંધ ધરાવતી ગટરમા આથડતા ભુંડ તરીકે જ્યારે તે પોતાની જાતને જુએ છે કાદવ કીડાથી ખદબદતા તળાવડામા શરીરને લપેટતા ભેસ-પાડા તરીકે જ્યારે તે પોતાના જીવને જુએ છે મડદાને ચૂથતા કોઇ બાજ-સમડી કે શિયાળની

તરીકે પોતાના જીવાત્માને જુએ છે ત્યારે તે એવી [illegible] અનુભવે છે કે તે તરત જ તે ભૂતકાળમાંથી [illegible] છે અને પરમેષ્ઠિઓના શરણે [illegible] પડે છે

એથી ય અધિક બિભત્સતા તો જ્યારે તે અધિ[illegible] જઈને આત્મા પર લાગેલા દોષો અને દુર્ગુણો [illegible] છે, ત્યારે અનુભવે છે

એ પરપુદ્ગલના જીવની મહાઆસક્તિ [illegible] વાસનાઓમા વિવશતા પાછે ઇન્દ્રિયોના [illegible] ખૂચામણ કષાયોની વિષ્ટામા ખૂંચામણ...એમ [illegible] મોહનીય કર્મમા લપેટાયેલી જીવાત્માની સર્વાંગ [illegible] જુગુપ્સનીય છે તેના ચિંતન દ્વારા આત્મ [illegible] બિભત્સરસનો ભોક્તા બને છે

આ રીતે નમસ્કાર મહામંત્રમા [illegible] આધ્યાત્મિક સપાટીએ અનુભવવાથી [illegible] સિદ્ધ થતી જાય છે

ઉત્તેજાય છે અને એ લાગણી મટીને રસ બની જાય છે

વિભાવોથી જ્યારે અદ્દભુત રસને માનવ અનુભવે છે ત્યારે તેના નેત્ર વિસ્તારને પામે છે, જે નિમિત્તથી તે વિસ્મય બન્યો હોય છે તેના પ્રત્યે ટગર-ટગર જોયા કરે છે, શરીર મધુર રોમાચ અનુભવે છે આખમાથી આનદાશ્રુ વહે છે, શરીર પર સ્વેદબિદુઓ ઉપસી આવે છે મોમાથી 'શાબાશ'!! વગેરે પ્રશસાના સૂરો નિકળે છે

કવિઓ જ્યારે પોતાની કૃતિના પાત્રોની ઉત્તમતાથી ઉત્તેજાય છે ત્યારે અદ્દભુત રસના સાગરમા ડુમી જાય છે અને એ રસનો આવિર્ભાવ 'અલકારો' દ્વારા વ્યક્ત કરે છે અતિશયોક્તિ, ક્રમોક્તિ ચિત્રોક્તિ, વિરોધાભાસ વગેરે અલકારો અદ્દભુતરસમાથી જન્મેલા છે.. અને વાચકને માટે અદ્દભુતરસના જનક છે

નમસ્કાર મહામત્રમા મહામત્રનો ઉપાસક આત્મા આધ્યાત્મિક અદ્દભુતરસનો એવો શ્રેષ્ઠતમ અનુભવ કરે છે કે અદ્દભુતરસના વિભાવોમા મહામત્રથી વધીને કોઇ પ્રબળ વિભાવ જ નથી, એમ સમજાયા વગર નથી રહેતુ

નમસ્કાર મહામત્ર એક મહાદિવ્ય વસ્તુ છે, નમસ્કાર મહામત્રથી પરમ ઇષ્ટની પ્રાપ્તિ થાય છે નમસ્કાર મહામત્ર એક અત્યુત્તમ ઉદ્યાન છે, નમસ્કાર મહામત્રથી અકલ્પ્ય માન-કીર્તિ ઉપાર્જાય છે નમસ્કાર મહામત્રથી ઇન્દ્રજાળ નહિ પણ સત્ય ઇન્દ્રપુરીનો આહ્‌લાદ મળે છે.. ત્યારે આત્મા જે અદ્દભુત રસમા ગરકાવ બની જાય છે, તેનું વર્ણન દુશક્ય છે

જ્યારે નમસ્કાર મહામંત્રના પ્રભાવથી શૂળીનું સિંહાસન, ચોરમાંથી રાજકુમાર, ભીલ-ભીલડીમાંથી રાજા-રાણી, સર્પની માળા. વગેરે સત્ય હકીકતો બનેલી શાસ્ત્રોમાં વાંચવામાં આવે છે, અને આજના કાળે પણ મહામંત્રના કેટલાક પ્રભાવો જોવામાં આવે છે, ત્યારે મહામંત્રની દિવ્યતા પર હૃદય અદ્ભુતતા અનુભવે છે

વળી મહામંત્રનો ઉપાસક કઇ ભૌતિક કે આત્મિક સંપત્તિને નથી મેળવતો? તેના કયા મનના મનોરથો નથી ફળતા?

પાંચે પરમેષ્ઠિઓના શરણે જનાર ભાવુક જીવ એવી આંતર-બાહ્ય સમૃદ્ધિ હાંસલ કરે છે, કે જે સમૃદ્ધિ જોતા તે આશ્ચર્ય ચકિત થઈ જાય છે!

એક મુનિ-પરમેષ્ઠિને કરેલું થાળી ભરેલી ખીરનું દાન કયાં, અને એ પરમેષ્ઠિના પ્રતાપે સર્જાયેલી શાલિભદ્રની વિપુલ સમૃદ્ધિ કયાં! અરિહંત-પરમેષ્ઠિની પાંચ કોડીના ૧૮ ફૂલથી કરેલી પૂજા કયાં, અને એ પરમેષ્ઠિના અચિન્ત્ય પ્રભાવથી બની આવેલી અઢાર દેશોની સમ્રાટશાહી કયાં! માત્ર પેટ ભરવા માટે પણ લીધેલું આચાર્ય-પરમેષ્ઠિ પાસે અડધા દિવસનું ચારિત્ર કયાં અને પરમેષ્ઠિના અકલ્પ્ય પ્રભાવથી સર્જાયેલી સમ્રાટ સમ્પ્રતિની મહાન અવસ્થા કયાં!

કોઇ રખે માની લે કે શાલિભદ્રની સમૃદ્ધિમાં થાળી ખીર કારણ હતું, કોઇ રખે સમજી લે કે કુમારપાળની સમૃદ્ધિમાં પાંચ કોડીના ૧૮ પુષ્પો કારણ હતા, કોઇ ભૂલેચૂકે પણ ન માને કે સમ્રાટ સમ્પ્રતિ બનવામાં કેવળ એક દિવસનું પેટ

ભરવા માટે લીધેલું ચારિત્ર હેતુ હતો! પરમેષ્ઠિઓનો જ એ અચિન્ત્ય પ્રભાવ હતો, એમ આપણે કબુલવુ રહ્યુ

અને તે હકીકત આપણને સમ્પ્રતિના જીવનમાથી બરાબર સમજવા મળે છે

આચાર્ય ભગવત સુહસ્તિ મહારાજને જોઇને જાતિસ્મરણ થતા સમ્પ્રતિ નીચે આવી આચાર્ય ભગવતના ચરણોમા ઝુકે છે, "પ્રભુ! ઓળખો છો મને!"

"હા, તમે મગધ સમ્રાટ સમ્પ્રતિ છો "

"એ સિવાય બીજી કોઇ ઓળખાણ પડે છે?"

આચાર્યદેવે શ્રુતજ્ઞાનના ઉજ્જવલ પ્રકાશમા સપ્રતિના ભૂતકાળ પર જોયું 'ઓળખાઇ ગયો!' ત્યા તો સમ્પ્રતિ બોલી ઉઠયો

'પ્રભુ! હું આપનો શિષ્ય આપની કૃપાથી જ અહીં આ સ્થિતિમા આવ્યો છુ કૃપા કરી હવે આ રાજ્ય આપ સ્વીકારી લો "

જ્યારે સમ્પ્રતિએ જાતિ-સ્મરણના પ્રકાશમા પોતાની પૂર્વ જીવનની કગાલ અવસ્થા જોઇ હશે, અને એક માત્ર પરમેષ્ઠિના આલબનને જ આ મહાવૈભવી સ્થિતિ પામ્યાનુ સમજાયું હશે, ત્યારે પરમેષ્ઠિમા તેણે કેટલી અદ્ભુતતા અનુભવી હશે! તેના નેત્રો કેવા વિકસ્વર, કઠ કેવો ગદ્ગદ્ શરીરે કેવો રોમાચ અનુભવ્યો હશે! મોમાથી કેવા પરમેષ્ઠિ-પ્રશસાના

સૂરો વહ્યા હશે! અને એ બધું બનેલુ છે, એ આપણુને ઇતિહાસની ઉજ્જવળ સપાટીએ જાણવા મળે છે

એથી ય અધિક સિદ્ધ પરમાત્મા અને અરિહંત પરમાત્માનો કેવળજ્ઞાનનો અનતપ્રકાશ સાધક આત્માને અત્યત વિસ્મયમા ગરકાવ કરી દે છે આચાર્યની પચાચાર પ્રચારની ઉત્કટ તમન્ના, ઉપાધ્યાયની શાસ્ત્રોના અધ્યાપન કરાવવાની તલ્લીનતા અને સાધુ મહાત્માની ચરણ-કરણના પાવનની તીવ્રતા સાધકને પ્રશસ્ત અદ્દભુત રસમા તાણી જાય છે "આ પાપમય જગતમા કેવી ઉજ્જવલ અત્યુત્તમ પરોપકાર પરાયણ વિભૂતિઓ! "

ખરેખર! મહામત્રમા એવો શ્રેષ્ઠ, પ્રશસ્ત અને કલ્યાણ કારી અદ્દભુતરસ અનુભવી શકાય છે, કે જે અનુભવની આગળ જગતના તુચ્છ અને મારક આવિષ્કારોમા સાધકને કોઇ જ આશ્ચર્ય વિસ્મય કે અદ્દભુતતા લાગતી નથી.



## ૯, મહામત્રમા શાતરસ

"વૈરાગ્ય"ના સ્થાયીભાવમાથી શાતરસ આકાર પામે છે

મનુષ્યના અતસ્તલ પર સુતેલી અનેક લાગણીઓની જેમ 'વૈરાગ્ય'ની પણ એક અતિ સૂક્ષ્મ લાગણી સુતેલી હોય છે

તે લાગણી સસાર-ભીરુતા, તત્ત્વજ્ઞાન, પરમેશ્વરનો અનુગ્રહ, વગેરે આલબનો દ્વારા ઉત્તેજાય છે, અને શાતરસમા પરિણમી જાય છે સત્પુરુષોનો સમાગમ, સત્શાસ્ત્રનુ વાચન, નિર્જન અરણ્ય, ગિરિની એકાન્ત ગુફા, ક યાલુકા ˀ ય સ્થળોની

પવિત્ર ભૂમિઓ, દેવસ્થાનો, ધર્મસ્થાનો વગેરે દ્વારા આ શાન્ત રસ-વૃદ્ધિ પામતો રહે છે એમા ક્રોધાદિ કષાયોના ઉકળાટ શાંત બને છે, ભય, કામ, હર્ષ-શોકાદિના દ્વન્દ્વ વિરામ પામી જાય છે, રાગ-દ્વેષાદિની અસ્વસ્થતા શમી જાય છે,

અને જે પુણ્યાત્મામા આ શાતરસ વિલસતો હોય છે તેનામા યમ-નિયમોનુ પાલન અણુવ્રતો મહાવ્રતો વગેર અનુષ્ઠાનોનુ પાલન દૃષ્ટિગોચર થતુ રહે છે

શ્રી નમસ્કાર મહામત્રમા આવા શાતરસનો અવર્ણનીય અગોચર અને અત્યુત્કટ અનુભવ થઇ શકે છે

ઘડીભર તમે આ સસારની માયાજાળથી પર બની જાઓ એકાતમા બેસી, આખો મીંચીને જાણે કોઇ ગિરિગુફામા, કોઇ એકાત સરયુ-તટે કોઇ કલ્યાણકાદિ તીર્થભૂમિમા તમે તમારૂ આસન જમાવ્યુ હોય એમ કલ્પી લ્યો ચિત્તને બાહ્ય વ્યાપા રથી નિવૃત્ત કરો અને તમે હવે એક-એક પરમેષ્ઠિના ચિત્તનમા પ્રવેશ કરો

સારા ય વિશ્વ પર કરૂણાને ધારણ કરતા મોહાદિ આતર શત્રુઓનો નાશ કરી ચુકેલા, અને અનતગુણ જ્ઞાન-દર્શનના જ એક પુજ સમા અરિહતદેવનુ દર્શન જ આપણા ચિત્તની અસ્વસ્થતાને નિવારી દઇ શાતરસમા નિમગ્ન બનાવી દે છે

સમસ્ત સસારથી પર બની ગયેલા, ચૌદરાજલોકના અતે બિરાજેલા અનત સિદ્ધ પરમાત્માઓની વીતરાગતા અને નિ સગ આનદની નિર્મળ જ્યોતિની કલ્પના માત્ર આપણા ચિત્તને શાતરસથી ભરી દે છે

સમગ્ર ચિત્રની જેમ હુબહુ દેખાય પ્રત્યેક પાસું પ્રત્યેક પ્રસંગ, શાંતરસથી છલોછલ ભર્યું હોય!

ભગવાન અરિહંત પરમાત્મા શી એમની પ્રશમરસ નિમગ્ન મુદ્રા! જઘન્યથી ક્રોડ દેવોએ પરિવરેલા, અપૂર્વ બુદ્ધિનિધાન ગણધર મહર્ષિઓ અને અન્ય હજારો મુનિભગવંતો તથા સુશીલ સાધ્વીઓના વિશાળ ગણથી અનુસરાતા, પ્રભુ દેવસ્થાપિત નવ સુવર્ણ કમળ પર ચાલતા વિચરી રહ્યા છે! સાથે પ્રભુને ચામર વિંઝાઇ રહ્યા છે! પ્રભુના માથે આકાશમાં ત્રણ છત્ર અને સિંહાસન પણ ચાલી રહ્યા છે! નવા નવા સ્થળે ચાંદી, સુવર્ણ અને રત્નના ત્રણ કાંકઝમાળ ગઢના સમવસરણ પર અશોકવૃક્ષ નીચે રત્નસિંહાસને બિરાજી જગદ્‌ગુરુ અમૃતથી પણ મીઠી વાણી રેલાવી રહ્યા છે! સામે બાર પર્ષદામાં ગણધર ભગવંત પ્રમુખ મુનિગણ, સાધ્વીગણ, ચારે નિકાયનો ઇંદ્રાદિ દેવગણ, દેવીગણ, અને નર-નારીગણ હાથ જોડી વિનમ્રપણે જિનવાણીનું અમૃતપાન કરી રહ્યો છે! આટલી વૈભવી સ્થિતિની વચ્ચે પણ પ્રભુ પરમ ઉદાસીનતા, વીતરાગતા, પ્રશાંતતામાં ઝીલી રહ્યા છે! એમને કોઇ જ ગર્વનો કે માનનો ઉત્કર્ષ નથી અહંત્વ નથી, આસક્તિ નથી! નિરામય, અનાસક્ત અવસ્થામાં બિરાજે છે!

**અર્હત્પ્રભુમાં** પ્રશમભાવ એટલો બધો સ્ફુરી રહ્યો છે કે એમના દર્શન માત્રથી કેઇ મિથ્યાદૃષ્ટિ જીવો, કેઇ કષાયી જીવો શાંત બની જાય છે, એટલું જ નહિ પણ સિંહ અને હરણીયું વાઘ અને બકરી, વગેરે દુશ્મન પ્રાણીઓ ય એક સાથે બેઠી પ્રભુના દર્શન અને પ્રભુની વાણીમાં ગુલતાન બની

રહે છે! પ્રભુમા આ શાન્તભાવ પરાકાષ્ઠાએ એટલા માટે પહોચ્યો છે કે સાધનાકાળમા પણ મહારાગ–દ્વેષના અનુકૂળ–પ્રતિકૂળ પ્રસગોએ પણ પ્રભુએ આદર્શ સમતા, સમાધિ અને શાતભાવનો ગગાપ્રવાહ સ્વહૃદયે ખળખળ વહેતો રાખ્યો હતો!

**સિદ્ધ ભગવાનની** અષ્ટકર્મરહિત શુદ્ધ, બુદ્ધ, મુક્ત અવસ્થાનુ દર્શન આપણામા શાતરસને પ્રેરે છે એમનુ સર્વથા નિરજન અને નિર્વિકાર સ્વરૂપ કલ્પનારૂઢ થતા શાતતાની પ્રેરણા આપે છે નિજના આત્માની એ સ્થિતિ કપી કર્મના ઉદયોની ખણુજ શરીરને ભળાવાય છે, આત્માને એમ ભાસે છે, 'મારે શું? એ બધા વિકારો પુદ્ગલના છે હુ તો દર્પણ યા સ્ફટિક શિલા જેવો નિર્વિકાર અને શુદ્ધ છુ!'

**આચાર્ય ભગવાન** મોટમોટા શાસન પ્રભાવના કે શાસન–રક્ષાના પ્રસગોમા અદ્ભુત સૌમ્યભાવ જાળવી રહ્યા છે ભલ ભલા રાજાઓ કે શેઠ શાહુકારો એમના સન્માન–પ્રશસાદિ કરે છે અથવા એમનાથી પ્રતિબોધ પામી એમના શિષ્યભાવને સ્વીકારે છે, છતા લેશ પણ અભિમાન ન કરતા એ અખડ ઉપશમ, વૈરાગ્યાદિ શાતભાવમા ઝીલી રહ્યા છે એવુ જ ઉદ્ધત શિષ્યો યા અન્ય મનુષ્યોની ઉદ્ધતાઇ વખતે ય અતરથી પ્રશમરસમા નિમગ્ન રહે છે

**ઉપાધ્યાય- ભગવતો** ભલભલા બુદ્ધિમાન શિષ્યોને શાસ્ત્રજ્ઞાન આપીને આકર્ષિત કરી દેવા છતા, કે પ્રમાદી શિષ્યોને ઉપાલભાદિ દેવા છતા અતરથી ઉપશાત રસમા સર્વાંગસ્નાન કરતા રહે છે

**સાધુ પુંગવો** સાધુ જીવનમાં ઉપસ્થિત થતા વિવિધ ઇષ્ટ-અનિષ્ટ પ્રસંગોને વિરક્ત અને પ્રશાંત મુદ્રાએ નવાજે છે આંખનો ખૂણો ય કે અંતઃકરણનો અંશ માત્ર પણ ક્રોધ-માન-માયા, લોભ, કે મત્સર-મમતાદિના રંગે રંગાવા નથી દેતા આત્માને ઉપશમ-રસમાં તરબોળ રાખે છે

**આ પાંચે ય પરમેષ્ઠીને આવી આવી રીતે મન પર લાવીને શાંતરસમાં મગ્ન થવાનું છે.**

**'એસો પંચ નમુક્કારો'** આ પાંચ પરમેષ્ઠીને કરેલો નમસ્કાર એ પણ એક એવી અદ્ભુત ક્રિયા છે, ચાહ્ય તે કાયિક નમનરૂપ હોય, વાચિક સ્તુતિરૂપ હોય, યા માનસિક પરમેષ્ઠી શરણ, સમર્પણ કે ગુણચિંતનરૂપ હોય, પરંતુ તે નમસ્કાર પરમ ઉપશાંત પરમેષ્ઠી ભગવંતોને કરાય છે, એ ખ્યાલ હૃદયને વૈરાગ્ય અને ઉપશમભાવથી ભરી દે છે

**'સવ્વપાવપ્પણાસણો'** એ પં૰ નમસ્કારને સર્વ પાપના નાશક તરીકે ઓળખાવે છે તો એમાં પણ શાંતરસનો જ નિર્દેશ છે ને? આત્મામાં મોટા પાપો મોહનીય કર્મના ઉદયથી છે એનો નાશ એટલે વૈરાગ્ય, ઉપશમ, અનાસક્તિ આદિના પ્રાદુર્ભાવ તો આ પદના સ્મરણ વખતે એ વસ્તુ મન પર આવવાથી શાંતરસને ઉત્થાન મળે છે

**'મંગલાણં ચ સવ્વેસિં'** – એ પદનો અર્થ છે, 'સર્વ મંગલોમાં' આમાં જગતના બધા જ મંગળ આવે છે મંગળનો ઉદ્દેશ ઇષ્ટની, સુખની આડે આવતા વિઘ્ન દૂર કરવાનો છે.

વિઘ્નોમાં ય મોટામાં મોટું વિઘ્ન અસમાધિ છે, અને અસમાધિને લાવનાર કર્મ છે કેમકે એજ સાચા સુખને રોકે છે, અને ઇષ્ટને અનિષ્ટ મનાવે છે! એ નજરમાં આવતા અસમાધિ યાને અશાતતાની ખરાબી પર વિચાર થાય છે, ને તેથી સમાધિ, શાંતિના ઉપર મન આકર્ષાય છે

'પઢમં હવઇ મંગલં' – એટલે નમસ્કાર એ શ્રેષ્ઠ મંગળ છે, કેમકે એનાથી સર્વ વિઘ્ન દૂર થઇ સર્વ ઇષ્ટ, સર્વ સુખ પ્રાપ્ત થાય છે, યાવત્ વીતરાગતા, અનંતજ્ઞાન, અને અનંતસુખમય મોક્ષ સુધીના સુખ! આત્માની અનંત સમાધિ, સાચી સંપત્તિ, નિર્મળ સ્વરૂપ, ને શુદ્ધ જ્યોતિની આડે આવનારા વિઘ્નોને, નિર્મૂળ કરનાર તરીકે નમસ્કાર મંગળ જ્યાં દૃષ્ટિએ ચઢે, ત્યાં પણ હૃદય-સમુદ્રમાં શાંતરસના ઝુવાળ ચઢે એમાં નવાઈ નથી, કેમકે એના મંત્રાક્ષર-સ્વરૂપમાં અનંત ઉપશમના ભંડાર ભરેલા નજરે ચઢે છે

જેમ જેમ સાધકનું નમસ્કાર મહામંત્રનું સ્મરણ તીવ્રતર બનતું જાય છે, તેમ તેમ તેનો આત્મા વધુને વધુ આત્મ-પ્રસન્નતા અનુભવતો જાય છે; એ સમાધિની એવી ઉચ્ચ ભૂમિકા પર આરૂઢ થાય છે કે પછી એને સંસારની કોઇ ચીજ કે પ્રસંગ ઉકળાવી શકતા નથી, તેની ચિત્તપ્રસન્નતાને હણી શકતા નથી

અને આવી ચિત્તસમાધિ એ જ તો નમસ્કારના સ્મરણનું સમ્યક્ ફલ છે! આ દૃષ્ટિબિંદુને જો પક્કું બનાવીએ છીએ ત્યારે બીજા આઠે રસોની પ્રશાન્તરસનું તાત્વિક પરા

કાષ્ઠાએ પહોંચતા આ નવમા શાંતરસમાં અન્તર્ભૂત થઈ જાય છે!

આપણે આઠે રસોને મહામંત્રમાંથી મેળવવાનો જે પ્રયત્ન કરવાનો છે, તેનો હેતુ પણ એ જ છે કે દુનિયાની કોઈ પણ ચીજના દર્શનમાં કે પ્રસંગમાં આપણી ચિત્તવૃત્તિઓ કલુષિત ન બને, આપણી ચિત્તપ્રસન્નતા, આપણી આત્મસમાધિ, અખંડ રહે!

આ હકીકત પરથી એ સૂચિત થાય છે કે શૃંગારાદિ રસોની પ્રશસ્ત-પરાકાષ્ઠા શાંતરસમાં દૃષ્ટિગોચર થાય છે

આ રીતે, નવે રસોનો પ્રવાહ જે બાહ્ય જગતના ક્ષેત્ર પર વહી રહેલો છે, તે પ્રવાહ જો નમસ્કાર મહામંત્ર પર, પાંચે પરમેષ્ઠિઓ પર વહેવડાવવામાં આવે તો માનવ-જગતની દુઃખોની વિટંબણાઓની, ત્રાસ અને સંક્લેશની સર્વ સમસ્યાઓનો ઉકેલ આવી જાય, એ એક સત્ય હકીકત છે

આ રસોને આપણે નમસ્કાર મહામંત્રમાંથી જેમ જેમ અનુભવવા પ્રયત્નશીલ બનીશું, તેમ તેમ આપણને તેના મિષ્ટ અનુભવો થયા વગર નહિ રહે

અને આ રીતે આપણે આપણી સહજ અને સમગ્ર લાગણીઓને નમસ્કાર મંત્રના વિશાળ ક્ષેત્ર પર કેવી રીતે વહાવી શકાય, તે લાગણીઓ નમસ્કાર મંત્રના નિમિત્તને પામી ઉચ્ચતમ રસની ભૂમિકામાં આવીને શી રીતે ઉભી રહે, તે અંગે ટૂંક માર્મિક વિચારણા કરી, તેની સાથે નવે રસોનું પૃથક્કરણ, ઉદ્ભવસ્થાન, આવિર્ભાવની પ્રક્રિયા વગેરે પણ વિચાર્યું

આ વિચારણાના આધારે વારંવાર ચિંતન, પરિશીલન,

ભાવના કરવાથી નવરસભર્યાં નમસ્કાર મહામંત્રના જાપના અંતે આત્મા શાંતરસના સાગરમાં નિમગ્ન બની જશે.

આમ, સ્વ-પરની હિતબુદ્ધિથી આ લખવાનો મંગલ પ્રયાસ થયેલો છે, તેમાં મતિમાન્દ્યથી કંઈ જિનાજ્ઞા વિરૂધ્ધ લખાયું હોય તો તેનો ત્રિવિધે ત્રિવિધે 'મિચ્છામિ દુક્કડં' યાચીએ છીએ અને સાથે કોઈ સુજ્ઞ વિચારક મહાપુરૂષને આ અંગે કોઈ પણ સૂચન કરવું યોગ્ય લાગે તો તે કરવા અભ્યર્થના કરીએ છીએ



# આધ્યાત્મિકતાવી આબાદી

રશિયન નિષ્ણાતો ભારતમા આવ્યા, ખભાત પાસે લુણેજની ધરતીમા ખનીજ તેલની સભાવના જાહેર કરી, અને ત્યા ભારત સરકાર તરફથી તેલ-સશોધનનુ કાર્ય હાથ ધરવામા આવ્યુ

વર્ષો નહિ, પણ મહિનાઓના જ એકધારા પરિશ્રમના ફળરૂપે તાજેતરમા જ તેલ મળી આવ્યુ, અને સર્વત્ર આનદ આનદ વ્યાપી ગયો

દેશનેતાઓ વર્તમાનપત્રો અને દેશના લોકો બધા જ તેલ-પ્રાપ્તિથી હર્ષિત બન્યા અને હવે એના પર તરેહ તરેહની કલ્પનાસૃષ્ટિ સર્જવા લાગ્યા

ભૌતિક સમૃદ્ધિ અને ભૌતિક આબાદીને તૃણતુલ્ય માનનારી ભારતીય સસ્કૃતિ આ પરિસ્થિતિમા કયા ય દેખા દે છે ખરી ?

આધ્યાત્મિક સમૃદ્ધિ અને આધ્યાત્મિક ઉન્નતિના શિખરોને નિહાળવા ઉત્કઠિત ભારતીય પ્રજામા આજે આપણને શુ જોવા મળે છે ?

પરમાત્મા સર્વજ્ઞદેવોએ શુ આપણને એવી ધરતીઓ નથી બતાવી કે જ્યા જો આપણે સશોધન કરીએ તો તેલ જ નહિ, સુવર્ણ જ નહિ પણ સપૂર્ણ આબાદી પ્રગટે ?

સર્વજ્ઞ નિષ્ણાતોએ આપણને ભૂમિ બતાવી છે, તે છે આત્મભૂમિ

આરાધનાના બતાવેલા ભિન્ન-ભિન્ન અગો, તે છે "ડ્રીલીંગ" મશીનો

અરે, આપણે તો પાંચ-સાત હજાર ફૂટની ઊંડાઇ સુધી પણ જવાની જરૂર નથી!

તમે મશીન મૂકો અંદરમાંથી આનંદાદીના ફૂવારા ઉડ્યા જ સમજો!

પંચ પરમેષ્ઠિની આરાધના એ એક જબ્બર ડ્રીલીંગ-મશીન' છે, આત્મભૂમિમાં તે મશીનનો પ્રવેશ થતાની સાથે અંદરમાંથી કર્મ અને કુસંસ્કારોની માટી ઉલેચાઈ જાય છે, અને અંદરમાંથી સાધુતાનો ફૂવારો ઉડવા માંડે છે! ક્ષમા-મૃદુતા-આર્જવ-માર્દવ-નિસ્પૃહતા વગેરે ગુણોનો આવિર્ભાવ થાય છે

પંચ પરમેષ્ઠિની આરાધનાનું મશીન એથી વધુ ઉંડાઇએ જતા એમાંથી જ્ઞાન-વિજ્ઞાનનો અપૂર્વ તેજપૂંજ પ્રગટ થઇ જાય છે, કે જે તેજ-પૂંજના પરમાણુંઓ સારા ય વિશ્વના અજ્ઞાન-અંધારને દૂર કરવાની શક્તિ ધરાવે છે

વળી, એથી વધુ ઉંડાઇએ એ આરાધનાનું મશીન પહોંચતા અંદરમાંથી 'પંચાચાર'નું એવું આધ્યાત્મિક ખનીજ લાવે છે કે જેના દ્વારા સારા ય જગતની દરિદ્રતાને નામશેષ કરી શકાય છે

અને તમે ૨૦ દિવસ સુધી સતત તે પંચ પરમેષ્ઠિની આરાધનાનું ડ્રીલીંગ-મશીન ચાલુ રાખો, બસ! ત્યાં એવો પાતાળ કૂવો ફૂટી જવાનો કે એમાંથી જે અમૃત ઉભરાશે તે સારા ય વિશ્વ પર રેલાઇ જશે કમે પરમાત્મ સ્વરૂપ પ્રગટ થઇ જવાનું

શ્રી નમસ્કાર મહામંત્રની સતત વિધિપૂર્વક કરેલી આરાધના એટલે કે લાખ નવકારના વિધિપુરસ્સરના આરાધનને "તીર્થંકર

નામકર્મ"ના હેતુ તરીકે શાસ્ત્રોમા જે દર્શાવવામા આવ્યુ છે, તે આ રીતે ખૂબ જ સગત થઇ જાય છે!

તમારી પાસે સર્વજ્ઞ-શાસનના નિષ્ણાતો આત્મ-ભૂમિ પર ડ્રીલીંગ કરી આપવા તૈયાર છે! તમે તમારી તે ભૂમિ એ નિષ્ણાતોના હાથમા સોપી દો! એ ભૂમિમાથી જે પરિપૂર્ણ સપત્તિ હાસલ થશે, એના પર સપૂર્ણ અધિકાર તમારો રહેશે!

જડવાદના અજામણુમા આત્મત્વનુ અધ પતન છે, જ્યારે આધ્યાત્મિકવાદના પગલે ચાલવામા આત્મત્વનુ ઉર્ધ્વીકરણ છે, એ ન ભૂલતા!

—પ્રિયદર્શન
('દિવ્યદર્શન" સાપ્તાહિકમાથી
આભાર ઉદ્ધૃત)



"અરિહતપદની કામના એટલે સમસ્ત ચરાચર વિશ્વના કલ્યાણની કામના 'સવિજીવ કરૂ શાસનરસી'ની સપૂર્ણ વિકસીત ભાવના એ અરિહતપદનુ બીજ છે નમસ્કાર મત્રના વિધિ પૂર્વકના આરાધનમા એ વિશ્વમૈત્રીનો, વિશ્વકારુણ્યનો આત્મામા આવિર્ભાવ થાય છે કેમકે મહામત્રની આરાધ્ય વિભૂતિઓના અતસ્તલમા વિશ્વમૈત્રી અને વિશ્વકરુણાનો જ પુનિત પ્રવાહ વહી રહેલો છે"

—('નમસ્કાર-ગીતગગા'માથી)